# નરસિંહ મહેતા.

## અન્યોકિત.

### વેપાર.

બિહાગ.

સંતો અમે વ્હેવારીઆ શ્રી રામનામના,
વપારી આવે બધા ગામગામના. સં૦
અમારૂં વસાણું સાધુ સહુ કોઇને ભાવે,
અઢારે વર્ણ જેને વ્હોરવાને આવે; સં૦
અમારૂં વસાણું કાળ દુકાને ના ખુટે,
રાજા ન દંડે જેને ચોર ન લુંટે; સં૦
રામનામ ધન્ય મારે વાજે ને ગાજે,
છપ્પન ઉપર ભેર ભુંગળો વાજે; સં૦
લાખ તણાં લેખાં નહીં ને પાર વિનાની પુંજી,
વ્હોરવું હોય તો વ્હોરી લેજો કસ્તુરી છે સોંઘી; સં૦
આવરો ને ખાતાવહીમાં લક્ષ્મીવરનું નામ,
ચીઠ્ઠીમાં ચતુર્ભુજ લખીયા, નરસૈંયાનું કામ; સં૦

### વર્ણન.

પ્રભાત.

જાગીને જોઉં તો જગત દિસે નહીં, ઉંઘમાં અટપટા ભોગ ભાસે;
ચિત્ત ચૈતન્ય વિલાસ તદ્રુપ છે, બ્રહ્મ લટકાં કરે બ્રહ્મ પાસે.
પંચ મહાભૂત પરબ્રહ્મ વિષે ઉપન્યા, અણુ અણુ માંહિ રહ્યાં રે વળગી;
ફુલ ને ફળ તે તો વૃક્ષનાં જાણવાં, થડ થકી ડાળ તે નહીં રે અળગી.

વેદ તો એમ વદે શ્રુતિ સ્મૃતિ સાખ દે, કનક કુંડળ વિષે ભેદ ન્હોયે;
ઘાટ ઘડયા પછી નામ રૂપ જુજવાં, અંતે તો હેમનું હેમ હોયે.
જીવ ને શિવ તો આપ ઇચ્છાએ થયા, રચી પ્રપંચ ચૌદ કીધાં;
ભણે નરસૈંયો એ તે જ તું તે જ તું, એને સમર્યાથી કંઇ સંત સીધ્યા.

## બોધ.

### કેદારો.

હા હા રે અમે એવા એવા, વળી તમે કહોછો તેવા રે;
ભક્તિ કરતાં મુને ભ્રષ્ટ કરો છો, અમે કરશું શામળીઆની સેવા રે.
સઘળા સંસારથી હું એક ભુંડો, ભુંડો ભુંડો ને વળી ભુંડો રે;
તમારે કરવું હોય તે કરજો, નેહડો લાગ્યો છે મુને ઊંડો રે.
મારૂં મન હરિપદસું બાંધ્યું, આગે હુતું ગ્રહે રાતું રે;
હવે થયું હરિ મદ માતું, ઘેલું ઘેર ઘેર હીંડે ગાતું રે.
કર્મ ભ્રમની વાત જેટલી, તે મુજને નવ ભાવે રે;
સકળ પદારથ જે થકી પામ્યો, તેને તોલે કાંઇ ન આવે રે.
હીણા કર્મનો હું નરસૈંયો, મને મારા હરિજન વહાલા રે;
જન્મ ધરીને જેણે હરિ નહીં ઓળખ્યા, તેના ફોકટ ફેરા ઠાલા રે.

### પ્રભાત.

શરીર શોધ્યા વિના સાર નહીં સાંપડે, પંડિતા પાર નહીં પામો પોથે;
તાંદુલા મેલીને તુષને વળગી રહ્યા, ભૂખ નહીં ભાગે એમ ઠાલે થોથે.
રસના સ્વાદમાં સર્વ રૂંધાઇ રહ્યા, વિગતિ ગુરૂજ્ઞાન વિના રે ગુંથે;
વાણીવિલાસમાં વિવિધ રચના વડે, પરહરી વસ્તુ ને વળગે ચુંથે.
શબ્દ શીખે ખરો સકળ વિદ્યા ભણે, અધ્યાત્મ ઉચરે આવી ઓથે;
પ્રપંચ પિંડમાં રહ્યો અહંકાર નવ ગયો, આથડયો એમ અનંત કોઠે.

શાસ્ત્ર કથા કહે રજનીમાં આથડે, એમ અજ્ઞાનમાં શીષ ગોડે;
ભણે નરસૈંયો જે ભેદ જાણી જુઓ, મેં તો રચી કહ્યું પદ ચોથે.

---

# મીરાંબાઇ.

## અન્યોક્તિ.

### મીંઢળ.

નહીં બાંધું મીંઢળ, બીજાનાં મીંઢળ નહીં બાંધું,
હું તો પરણી મારા પિયુજીની સાથ. બી૦
જ્ઞાનના ગોળ ગુરૂએ મુખમાંહિ દીધા,
મન છે કાંઇ એતર પાજ; બી૦
મન પવનનો ગુરૂએ માંડવો રચાવ્યો,
તનડાનાં બાંધ્યાં છે તોરણ; બી૦
ચાર ચાર જુગની વ્હાલે ચોરી રચાવી,
રચાયો કાંઇ માંડવા હેડ; બી૦
સત્યનાં કાંકણ મારા ગુરૂજીએ બાંધ્યાં,
એનો કોણ છોડાવનહાર? બી૦
ધર્મના ધોરી મારા પ્રસન્ન જાનૈયા,
હું તો અમર પામી ભરથાર; બી૦
બાઇ મીરાંને મીંઢળ છે શ્રી રામનાં,
દેજો તમે સાધુ ચર્ણે વાસ; બી૦

### શણગાર.

#### પ્રભાત.

મુજ અબળાને મોટી મીરાંત બાઇ, શામળો ઘરેણું મારે સાચું રે. મુ૦

વાળી ઘડાવું વિઠ્ઠલ વર કેરી, હાર હરિનો મારે હૈયે રે;
ચિન્માળા ચતુર્ભુજ ચૂડલો, શીદ સોની ઘેર જઇએ રે? મુ૦
ઝાંઝરીઆં જગજીવન કેરાં, કૃષ્ણજી કલ્લાં ને કાંબી રે;
વીછુવા ઘુઘરા રામ નારાયણ, અણવટ અંતરજામી રે: મુ૦
પેટી ઘડાવું પુરૂષોત્તમ કેરી, ત્રિકમ નામનું તાળું રે;
કુંચી કરાવું કરૂણાનંદ કેરી, તેમાં ઘરેણું મારૂં ઘાલું રે: મુ૦
સાસરવાસો સજીને બેઠી, હવે નથી કાંઇ કાચું રે;
મીરાં કહે પ્રભુ ગિરિધર નાગર, હરિને ચરણે જાચું રે: મુ૦

## રમકડું.

રામ રમકડું જડયું, રે મને રામ રમકડું જડયું. રા૦
રૂમઝુમ રૂમઝુમ કરતું આવે,
કોઇનું ઘડેલું નવ ઘડયું; રે૦
મોટા મોટા મુનીજન મથી મથી થાકયા,
કોઈ વીરલાને હાથે ચઢયું; રે૦
શૂન્ય શિખરના ઘાટ જ ઉપર,
આગમ અગોચર અડયું; રે૦
મીરાં કહે પ્રભુ ગિરિધર નાગર,
ચિત્ત ચુનીમાં જડયું; રે૦

## બોધ.

કોણ જાણેછે પીડા કોણ જાણેછે?
મારી અદ્દલ ફકીરી. કો૦
ભવસાગરમાં મેં તો બહુ જળ ભરીયાં રે,
ત્રિવેણીમાં બેઠી મોજ માણુંછે; મા૦

સાધુડાંની સંગે મારો સ્નેહ બંધાણો,
બુડતી વેળાની બાંહ્ય કોણ ઝાલે છે? મા૦
ઘડી એક જૂઠી તેનું જીવતર જૂઠું,
જૂઠાનાં તાળાં હવે કોણ ખોલે છે? મા૦
મીરાં કહે પ્રભુ ગિરિધરના ગુણ,
હૃદય કમળમાંહિ, તુંહિ બોલે છે; મા૦

---

# કબીર.

## અન્યોકિત.

### ચરખો.

હરિભજન વિના—રાહ.

સુણ સાહેલી, ચરખીડો તારો રે રણઝણ બોલે;
કાંત મન સ્થિર કરી, શું કરવાને કાજે વેંધર ડોલે? સુ૦
મેરૂદંડ મોભ સ્થિર થાંભલીઓ,
નાભી કમળ ચતુર્દશ દામણીઓ,
વસ્તુ બીજાણા વિના બ્રહ્માએ ઘડીયો; સુ૦
શ્વાસ સોહંની મધ્યે માળ ફરે,
નાસ તોરણીઓ વચ્ચે નૃત્ય કરે,
ઝીણાં કર્ણ ચમરખાં શબ્દ કરે; સુ૦
તું તું ત્રિવેણી મધ્યે ત્રાક ફરે,
પૂણી પ્રેમ તણી લઇ સ્પર્શ કરે,
ટાળી દ્વૈત તણો એક તાર કરે; સુ૦

લેહ કર ધડી લેઇ કરમાં કરને,
તાર તૂટે નહીં સુરતા ધરને,
ગુરૂજ્ઞાન પીંજણુ સુતર ફરને; શુ૦
એ ચરખાની સમજણુ સારી,
તમો સાંભળજો નર ને નારી,
કહે કબીર કાંતે કોઇ કતવારી; શુ૦

## આંબો.

ધોળ.

આંબો મોર્યો રે, સદગુરૂને દરબાર,
સાહેલી રે આંબો મોરીયો. આં૦
આંબે સદગુણુ થાણા થાણીઓ, બોયાં બોયાં રે, કાંઇ નિર્ગુણુ બીજ; સા.
આંબો અષ્ટ કમળ દળ ઉપન્યો, સીધી ડાળીરે, ગઇ ગગન મોજાર; સા.
આંબાને પત્રે પત્રે અમી ઝરે, વાંકી ડાળીરે, બહુ શોભા લેત; સા૦
આંબો ભ્રમરગુફામાં ફૂલીયો, ફળ લાગ્યું રે, બ્રહ્મ શૂન્ય મોજાર; સા૦
ફળ દ્રષ્ટે દેખીને અહી રહ્યો, શુદ્ધિ ચાખતાં રે, મરી મરી જાય; સા૦
રસ અતિ કડવો ને ખાટો ઘણો, કોઇ વીરલા રે, વાકે પેટ સમાય; સા૦
રસ થોડે થોડે સાધતાં, તે તો આંબલી રે, હોય સો વાકું ખાય; સા૦
રસ રતી એક ધટમાં જો સંચરે, તેને આપણો રે સાહેબો દર્શાય; સા૦
કહે કબીર ધર્મદાસને, તારો આંબો રે, મેં તો દીયો બતાય; સા૦

## અવળવાણી.

પ્રભાત.

આ રે નગરનો અવળો ન્યાય ભાઇ, રાજાને પીડે પ્રજા રે. આ૦

દહાડી માળણુ હાર રે ગુંથે, હાર માળણને ગુંથે રે;
હું શું જાણું જે બાઇ હતું આવું, ઉપર બેસીને ચુંથે રેઃ આ૦
હાથીના ઉપર માવધ બેઠો, હાથી માવધને બેડે રે;
હું શું જાણું જે બાઇ હતું આવું, માને દીકરો તેડે રેઃ આ૦
ચારે જુગની ચોરી થાપી, પરણે પુરૂષ ને માય રે;
હું શું જાણું જે બાઇ હતું આવું, દોહોનારીને દોહેછે ગાય રેઃ આ૦
તીતર ઉપર તીડ જ દોડયો, સસલે સાવજ સાહ્યો રે;
પાશમાંહિ કોઇ પારાધી પડીયો, જીવે જમડાને વાહ્યો રેઃ આ૦
આંધળાને અગમ સુઝે, ઘરમાં ના સુઝે ભાઇ રે;
નેવનાં પાણી મોભે ચઢીયાં, અવળવાણી ગાઇ રેઃ આ૦
અગ્નિમાંથી મેઘ ઉલટયો, ગગન ચઢીયાં પાણી રે;
દાસ કબીરની અવિચળ વાણી કોઇ એક સંતે જાણી રેઃ આ૦

## વર્ણન.

અમર રહેજો ધણી મારો અમર રહેજો,
ગગનગુફામાં ગુરૂ મારો અમર રહેજો. ગ૦
ઈંડા પિંગલા સુષુમ્ના નાડી,
ઉભી ઉભી સંતોને અરજ કરે રે; ગ૦
પાંચને માર્યા પચીશ વશ કીધા,
દશમે દ્વારે ધણી મારો ખબર કરે રે; ગ૦
મરવું રે જીવ તારે ફરી નહીં અવતરવું,
જમડા આવ્યા ફોકટ ફેરા ના ફરે રે; ગ૦
કહે કબીર શુણો ભાઇ સાધુ,
શત્રુ ઉપર જીવ મારો લહેરાં તો કરે રે; ગ૦

# અખો ભગત.

## અન્યોક્તિ.

### ખેતી.

દયા મયા બે બળદીઆ રે, તારા પુણ્યનાં જોતર વાળ;
વ્હાલીડા પુણ્યનાં જોતર વાળ;
રાશ તો જ્ઞાનની કરીએ, સત્ય પરોણો ગ્રહી હાથ;
સાંતીડા જોડીને સંભાળીએ; ટેક૦
પહેલે ગુણ પધારીએ રે, તારા કાળના ગુડા કાઢ;
બીજ વાવીએ નિજ નામનું રે, ત્યારે પાપ સમૂળાં જાય: સાં૦
ત્રીજી ગણુત્રી ત્રિકમ નામની રે, તારી તૃષ્ણા એટલી ટાળ;
ચોથી ગણુત્રી ચતુર્ભુજ નામની રે, તારૂં ખેતર આવ્યું હાથ: સાં૦
ખેતર પાક્યું ત્યારે પ્હોંક થયો રે, તારા મનનો માળો બાંધ;
ગોફણ તો જ્ઞાનની કરીને, પ્રેમના ગોળા ફેંક: સાં૦
ધણી તો આવે ઢાળવા રે, તારી ઢાળ ભલેરી હોય;
ખાઓ પીઓ ધન વાવરો, એના ભોગ ભગવાનને સ્હોય: સાં૦
કહે અખો તમે ચેતજો રે, ચેતો નરને નાર;
ધન જોબનને જરાએ, જાતાં ન લાગે વાર: સાં૦

### લઢાઇ.

સાધુ મારા ભાઇ રે, પ્રેમને ભલકે લડીએ હોજી. સાં૦
મનને મારીને મર્દન કરીએ, ધ્યાન ધારણા ધરીએ;
શીલ સંતોષ ધારણ ધરી, સંતોના ચર્ણોમાં વસીએ: સાં૦
આયુધ બાંધી ન થઇએ આકળા, સધીરા સધીરા ચલીએ;

દિલ સામાં રે ડગલાં ભરી, ભૂપતસું રે મળીએ: સા૦
કુરક્ષેત્ર માંહિ લઢવા, કેસરીઆં કરીએ;
શિર સાટે સદગુરૂ મળે તેનો, ધોખો નહીં ધરીએ: સા૦
સત્યની કમાન ચઢાવીને, સિંહમેલાપ જ કરીએ;
વાંભો ભરીને તીર ચોંડીએ, માંહેલાને મારીને મરીએ: સા૦
ઘીના ઘડા અગ્નિ પર ધરીએ, પ્રજળવા ન દઈએ;
પાંચ કળાને વશ કરી, છૂટે છેડે ફરીએ: સા૦
સ્વર્ગનાં સામૈયાં આવીયાં, ત્યાં તો અવસાન કળીએ;
ભૂતનાથ ચર્ણે ભણે અખૈયો, તેજમાં તેજ થઈ ભળીએ: સા૦

## લઢાઈ.

છત્યો ત્યારે જાણીએ રે હાં, એહી રોયાનો હુંહુંકાર રે;
કાળના તું તો કટકા કરજે, માથું કાઢયે દેજે માર: છ૦
ધર્મનાં ધનુષ્ય દયાની પણુછ, ભજન ભલકારે સાર રે;
સત્ય શમશેર ક્ષમા ખડગ, લઈને ઝુંજે એમ જુઝાર: છ૦
પ્રેમનાં બખતર નખશીખ પહેરો, વળગે નહી' વિકાર રે;
રામનામ સ્મરણ કરી લો, દીપસે ધણી દરબાર: છ૦
સૂમ ભોરીંગ ચળીને, ખાંતે મળ્યા ખુવાર રે;
ભગત જગતમાં ભળી રમ્યા, તું મેલીશ મા એકતાર: છ૦
શીલ બંદુક સંતોષ દારૂ, જ્ઞાન ગોળા સાર રે;
માર મમતા મટે સંશય તારા, સમજીને ખેલ શિકાર: છ૦
સામા સામા મેલો મનના ભામા, હાથ કરો હથિયાર રે;
ચેતન ચોકીમાં ચોર ન લુંટે, કબુલ કરશે કિરતાર: છ૦
પારકું ધન તમે જાણો રે, મસાણ ભૂમિ છાર રે;

આકાશ રોજી તારી ઉતરે, તારા આહારનો નાવે પાર: જી૦
વસમી છે ઘાટી ને ઉતારો માટી, હરખ શોક હજાર રે;
જગત જળી હેરઇ છે બળી, તેનો ડાઘ ન લાગે લગાર: જી૦
જ્ઞાન ઘોડે સાચ દોડો, તે પર થાઓ અસ્વાર રે;
ભૂતનાથ ચર્ણે ભણે અખૈયો, ખેલ છે ખાંડાની ધાર: જી૦

## વર્ણન.

વીરા રે લેખો વસ્તુ વિચારી,
આકાશથી આઘેરૂં ચાલવું, શું બેઠા છો હારી? વી૦
પવન તેજ ને પૃથ્વી અંબર ને અંબુ;
એ પાંચનો ભાગ સમાવતાં, શેષ રહે તે સ્વયંભુ: વી૦
વાદ વિવાદ ના કીજીએ, આદરમાં રહીએ;
ચતુરપણે ઘણું ચૂકીએ, મૂળગેથા જઇએ: વી૦
સૂક્ષ્મથી સૂક્ષ્મ થતાં, આવે વસ્તુનો નેડો;
ગુણવડે ગરવો થતાં, સામું જાયે હેડો: વી૦
ગુણાતિત ગોવિંદ છે, ગુણી કેમ પામે ?
શલ્યા સહિત તરી જવું, જેમ આરે સામે: વી૦
આપ સમાવો રે વ્યાપ્યમાં, વ્યાપ્ય આપમાં ગાળે;
અણુલિંગી લિંગ લેહ કરે, તે તો એણે રે ટાળે: વી૦
અણુછતું છતું થતાં, છતું લય થાયે;
જીવતણું જડતાપણું, એ તો જાગ્યે રે જાયે: વી૦
ભૂત અભ્યાસી ભવ ભમે, ચૈતન્ય ચિન્ત ધારો;
સર્વાતિત ઓળખે અખા, જે હોય ખોલનહારો: વી૦

૨૫૮૨

# ૧૧

## બોધ.

સંતો રે દેવે ડંકા દીધા,
મન વાણી પહોંચે નહીં, તે ઘર સહજે લીધાં. સં૦
ઘેન ઘુંઘટમાં ઘેરાયો, કાયા માયાને ધાવે;
ઘટ રે ઘુંઘટ અળગો કર્યો, સૈયાં આપે બોલાવે: સં૦
ચિંતામણિ એક વૃક્ષ છે, જઇ ગગનમાં મોર્યો;
ફુલ લાગ્યાં ફળ વિસ્તર્યાં, ત્રણ ભૂવન ફોર્યો: સં૦
કુશલ જપવો રે રામને, ગળવો પાનનો બીડલો;
રંગ સોરંગ લાગ્યા વિના, ખાધો નવ ગણવો: સં૦
પૃથ્વી વિના પગ પરઠવો, વણ વાટે દીવો;
જે ઘર સૂઝે ન મૂઆ પછી, તે ઘર જીવતાં જુઓ: સં૦
કાયા કાષ્ટ હુતાશની, મથ્યા વિના ન સૂઝે;
ક્ષર અક્ષરને ઓળખો, પદ અખોજી બૂઝે: સં૦

---

આતમ એક છે રે હાં, એક ઉદર એક ખાણ રે;
બહાર આવ્યા પછી ઉત્તમ, મધ્યમની છે તાણાતાણ રે. આ૦
બ્રાહ્મણ ક્ષત્રી વૈશ્ય શુદ્ર, બાંધ્યા છે વર્ણ ચાર;
સોનું સર્વે એક છે, એના ઘાટ ઘડયા રે અપાર: આ૦
મેલો મમતા ને ટાળો સંશય, પરહરો પાખંડ;
શેરડી સર્વે એક છે, ગોળ શાકર ને ખાંડ: આ૦
હાથે હાથી કેરાં હાડકાં, કહેવાય સુવાસણ નાર;
ન્હાવણ ચોકો નિત્ય કરે, એનો જોજો અવળો ન્યાય: આ૦
નવસે નવાણું નદી નીર આલે, જુજવાં જુજવાં જાય;

આદ સરવાળે સહુ એક છે, એનાં નીર પહોંચ્યાં નિર્વાણ: આ૦
આચારીને સદા અવગત, મૂળ શોધ્યા વિના ભ્રમ;
કહે અખો આતમ રૂપ વિના. કેમ કરી છૂટશો કર્મ? આ૦

---

# ગોરખ.

## અવળવાણી.

ઉંડો કુવો સંતો જળ વિના, નિત્ય ભરે પાણીઆરી;
અસત્ય જૂઠું નહીં બોલીએ, ભ્રમ જુઓને વિચારી. ઉં૦
હેઠે કુંભાર ઉપર ચાકડો, તે મેં ફરંતાં દીઠો;
કીડી કેરા નેત્રમાં, હસ્તિ જાતાં મેં દીઠો: ઉં૦
નદી કેરાં નીર ઉલટયાં, જઇ પર્વત ચઢીયાં;
હરણે પાસો માંડીયો, માંહિ પારાધી પડીયા: ઉં૦
હેઠે ભ્રમર ઉપર કમળ છે, માળી છાબમાં દીઠો;
તેનો પ્રેમલ વાયરો, ચૌદ લોકમાં મીઠો: ઉં૦
હેઠે ગાગર ઉપર પાણીઆરી, તે મેં ભરંતાં દીઠી;
ગોરખ બોલ્યા વિનતિ, વાણી છે બહુ મીઠી: ઉં૦

---

વાણી વાણી રે મારા, સદગુરૂની વાણી,
જીવતા પરણાવી બાપે મૂઆ ઘેર આણી. વા૦
ખીલો દૂઝે ને ભેંસ વરોળે, સસરો પારણીએ ને વહુજી હિંચોળે; વા૦
ખેતર પાકયું રખવાળાને ખાધો, ઉલટો મૃગે પારાધીને બાંધ્યો; વા૦
હેઠે હાંડી ઉપર ચૂલો ચઢીયો, જળ કેરી મચ્છીએ બગલાને ગળીયો; વા૦

આભ જ વરસે જમીન નહીં પરસે, નેવનાં નીર તે મોભે જ ચઢશે; વા૦
બાવો બોલ્યા મછંદરકો પુત; મેલી મમતા ને થયો અબધુત; વા૦

---

# પ્રીતમદાસ.

## અન્યોક્તિ.

### તીર્થ.

સામેરી.

તત્વ વિચારીરે, તીરથ જો કરેરે, તેણે તારા મનનો મેલ ધોવાય;
અન્ર્યાં દયાળેરે, સર્યુ ગોમતીરે, મર્જન કરતાં ચિત્ત શુદ્ધ થાય. ત૦
ક્ષમા ક્ષીપ્રારે, નમ્રપણું નર્મદારે, ગલકી શ્રી ગોવિંદગુણગાન;
ગંગા ગુરૂભક્તિરે, સત્સંગ સરસ્વતી રે, જમુના જાણ હરિનું ધ્યાન: ત૦
પ્રેમે બહુસુંરે, પ્રયાગ પરસતાંરે, પૂર્વનું પાતક પ્રલય થાય;
રૂદીઆમાં રાખેરે, ઇષ્ટ ઊપાસનારે, જન્મવાસના તેણે ટળી જાય: ત૦
અવગુણ મૂકીરે, ગુણનું ગ્રહણ કરેરે, સેવા સુમતિ શીલ સંતોષ;
પ્રીતમ હેતેરે, પરમારથ થકીરે, તેણે તારા ટળશે દેહના દોષ: ત૦

### વાડી.

હરિભજન વિના—રાહ.

મન માળીડા, વાડી તારી જોને વણુસી જાય છે;
શુદ્ધ વાડ કરો, અજા આવીને કુંપળ કરડી ખાય છે. મ૦
કર્મ ધર્મની કયારી ગોડાવો, પારેવે પાણી રેડાવો,
માંહિથી વિષની વેલો વેડાવો; મ૦
અહંકારી ઉંટ આવે છે, વન વેલી ડાળ નમાવે છે,

પછી કેવડીઆ કરમાવે છે; મ૦
તે વાડીમાં વિઠ્ઠલ આવે, મન માળણ કેરે મન ભાવે,
જેની મંછા માળણ ફુલ લાવે; મ૦
જાઇ વેલ મોગરો વેડાવો, તેના વણી વણી હાર ગુંથાવો,
સ્વામી પ્રીતમનાને સોહાવો; મ૦

બાજી.

કાલેરો.

માયા સહુને મોહ પમાડે, હરિજનથી રહી હારી રે;
જેનો ધણી જોરાવર કહાવે, તેણે કાઢી નારી રે. મા૦
બાજીગરની બાજી માંહે, જંબુરો સહુ જાણે રે;
નાડીનો નાગ કરી દેખાડે, ભેદી ભેદ નવ આણે રે: મા૦
પીછાં કેરૂં કરે કબુતર, જોઇ જગત મોહ પામે રે;
ધૂળનું ધાન્ય કરી દેખાડે, સેવક ન ભૂલે ભામે રે: મા૦
હરિરસ અમલ અખંડ ખુમારી, જે પ્રેમે કરી પીશે રે;
કહે પ્રીતમ કારજ સર્યું તેનું, કયમ બીજાથી બ્હીશે રે ? મા૦

ઝાડ.

કાલેરો.

કાયા કલ્પદ્રુમ સમ જાણો, શોભા વર્ણી ન જાય રે;
કર્મનાં મૂળ અનાદિ ઉંડાં, ફૂલે ફળે સદાય રે. કા૦
સત શાખા શાખા ડાળ દ્વાદશ, પત્ર છત્રીશ હજાર રે;
આશા વેલી રહે નવ પલ્લવ, પુષ્પ તણો નહીં પાર રે: કા૦
જીવ ઇશ્વર પંખી બેઉ બેઠા, એક ભોગી એક જોગી રે;
જોગી જોગજુગતસું જીવે, ભોગી તે અતિ રોગી રે: કા૦

કાળ કુંજર કરે ધ્વંશ કુમનો, ચૈતન્ય ચોકી રહેને રે;
જન પ્રીતમ એવું જાણીને, નામ અમરફળ લેને રે: કા૦

વર્ણન.

ભૂલ ઘણી ભાગી રે, બ્રહ્માનંદ ભાસ્યો;
શુદ્ધ ચૈતન્ય સાક્ષી રે, સઘળે પ્રકાસ્યો.
ટળ્યું તિમિર ત્રિગુણનું રે, તુર્યા તેજ ઘણું;
અખંડ અજવાળું રે, નિર્મળ નામ તણું.
એક રસ અવિનાશી રે, શુદ્ધ રૂપ સ્વયં જ્યોતી;
ત્રિવેણી તીરે રે, પ્રોયું મન મોતી.
હરિ હાર હીરાનો રે, પહેરો પ્રીત ધરી;
થઇ પ્રેમ સોહાગણ રે, પૂર્ણ મન મોદ ભરી.
પામી અચળ હેવાતણ રે, અખંડ વર વરતાં;
પ્રીતમના સ્વામી રે, સંગ આનંદ કરતાં.

ધોળ.

પ્રથમે ગુરૂને ગોવિંદ કરી જાણો,
ભિન્નભાવ કશો મનમાં ન આણો,
પાખંડ પૂજીને શું પરમાણો,
તો બોલે તે બીજો નહીં રે.
બોલતા પુરૂષની બુઝવી વાણી,
શાનમાં સંત બતલાવે એંધાણી,
પલક એકમાં ભેટાડે પુરૂષ પુરાણી,
તો તન મન ધન તેને અર્પીએ રે.
જીવ તણું ગુરૂ જોખમ ટાળે,
ષટ ચક્ર વીંધી ચઢાવે માળે,

ત્રિવિધિ તાપ ગુરૂ તરત જ ટાળે,
તો ભેટાડે સાતમી ભૂમિકા રે.
રવિ શશિ વિના મારે વાહ્યું છે વહાણું,
નિર્ભય નાણાનું ઉઘાડું છે ખાનું,
ધનવંતા ધણીનું સ્વરૂપ વખાણું,
તો જ્યાં જોઉં ત્યાં વહાલા વડે રે.
ઠામ નથી દિસતો એક ઠાલો,
સ્થાવર જંગમ સૂક્ષ્મ વહાલો,
પાંચ પચ્ચીશ પ્રકૃતિને ટાળો,
તો વહાલા નથી કાંઈ વેગળા રે.
ઘર જડયું ઘરમેડી જડી,
સંતોને શબ્દે ગુરૂગમ પડી,
લાલચ મેલી વહાલા સાથે લડી,
તો ત્રિવેણીના તીરમાં રે.
ગગનગુફાના ગોખમાં બેઠા,
ઓહં સોહં શબ્દ લાગે મીઠા,
દશમે દ્વારે દામોદર દીઠા,
તો જાત જડી જીવ શિવની રે.
અનભય ઉગ્યો મારે ટળ્યું રે અંધારૂં,
અગમ અઘોચર ઘર લાધ્યું છે મારૂં,
દાસ પ્રીતમ કહે સાંભળો સંભારૂં,
તો અણછતો લાધ્યો આતમા રે.

## બોધ.

હરિભજન વિના—રાહ.

કાયામાં કોણ, બોલે છે તેને તું શોધી કાઢને;
શુદ્ધ ભાવ ધરી, સમજીને તું જ્ઞાન રૂદેમાં ધારને. કા૦
એને અવર કશો આધાર છે, એને ભક્ષ ભોજન શો આહાર છે,
એ પશુ નપુંસક નાર છે; કા૦
લઘુ દીર્ઘ છે કે વામણો, વૃધ્ધ જુવાન બાળ બીહામણો,
એ લાયક છે કે લજામણો; કા૦
એને સુખ દુઃખ પીડા થાયે છે, કરી શબ્દ ને ક્યાં સમાયે છે,
એ પિંડ પડગે ક્યાં જાયે છે; કા૦
આઠે પહોર રહે છે ધ્યાનમાં, મન રાખો અનુભવ જ્ઞાનમાં,
કહે પ્રીતમ સમજો સાનમાં; કા૦

---

# ભોજો ભગત.

## વર્ણન.

કાફી.

સગપણ બતાવું રે, દેહ ને આત્મા તણું;
વિચારો મનથી રે, સમજી તમે ઘણું ઘણું. સ૦
સરોવર માંહિ કમળ ઉગે, ખીલે હજાર પાંખડી માંહિ;
રંગ બેરંગની ભાત દેખાડે, જોનારાને ત્યાંહિ;
રીઝે જોઇ લોકો રે, સગપણ સારૂં બન્યું: સ૦

ઉદર માંહિથી ઉપજાવ્યું, નાનું મોટું કર્યું સાર;
સુવાડયું ઉઠાડયું હોંસે, સાચવ્યું વારંવાર;
તોડયું આવી હાથીા રે, સગપણ ગણ્યું ના ગણ્યું: સ૦
જોવા માત્રથી સગપણ દિસે, જોનારાની આંખ;
ઉના પાણીમાં ઝંપલાઇ જાણી, મરે કોણ રડે માંખ?
તેવું આવે રડવું રે, કમળ સર સંગપણું: સ૦
તેવું જીવ શરીર ધરેછે, વળી તે સાથે સગાઇ;
ભ્રમથી ભાસે જુદાઇ છે, નહીં જાણો જૂદો જદુરાઇ;
અલગ વસે દેહથી રે, વાણીએ કેમ વર્ણું? સ૦

---

સંતો અનહદ જ્ઞાન અપારા,
સમજ્યા સંત ચલણ ન ચૂકે, પિંડ બ્રહ્માંડને પારા: સં૦
રસાતળ તળાતળ મહાતળ મેલ્યાં, સાત પાતાળ જોયાં તાગી;
સંતની સંગતે પિયુજીને પામી, બહુ નામી ચર્ણે બુદ્ધિ જાગી: સં૦
મૃત્યુલોકમાં મનુષ્ય દેહ ધરીને, દશ દરવાજા જોયા રૂંધી;
ખટ ચક્રમાં સુરતા ચઢાવી, ત્યાં ઇશ્વર નિરખ્યા અક્રોધી: સં૦
ભૂરલોકમાં ભુવરલોક, ઇંદ્રના લોકની નહીં આશા;
તપસીના લોકમાં તાપત્રિવિધના, બ્રહ્માના લોકમાં ભય ભાસ્યા: સં૦
કર્મ ધર્મ ને રહેણી કહેણી પૂરી, પુનઃ વૈકુંઠના વાસી;
શબ્દાતિતમાં જોયું સંભાળી, ત્યાં અક્ષર લોક તે ઉદાસી: સં૦
શૂન્ય વળોટી તણુ ચૈતન્ય ચાલ્યું, આદિનારાયણને આરાધી;
તે પર ચાર શૂન્ય જોઇ સબળી, ત્યાં માયા ચોવીશ ધામ સુધી: સં૦
તેજ પિંજર ને જ્યોતી સ્વરૂપ જોયું, કૈવલિક બ્રહ્મ ક્રીરતારી;

શબ્દાતિત બ્રહ્મમાં જોયું સંભાળી, ત્યાં ચૈતન્ય ચાલ્યું ને હું હારી: સં૦
સાત પાતાળ એકવીશ બ્રહ્માંડથી, ગયા ગોલોકમાં ગુરૂચર્ણે;
ત્યાં શુક સનકાદિકને દાસ કબીરા, ક્ષર અક્ષર નિજ વાણી વર્ણે: સં૦
અઠ્ઠાવીશ ધામથી સાડાસાતસેં, નિર્ભય જમુનાનું નીર નાહ્યા;
તે ઉપર ચાલ્યા સાડાચારસેં, ત્યાં આગે અમર ધામ આયા: સં૦
ભોજો ભગત કહે ગુરૂ પ્રતાપે, નિગમ ને અગમ નિગમ ગોતી;
અમર અનંતા ને અકથ અજીતા, નિજ સ્વરૂપની એ જ્યોતી: સં૦

---

પદ નિર્વાણુ મળ્યા જઇ મનવા, સુરતી સ્વરૂપમાં જઇ લાગી રે;
નામ નિરાળા હોઇ રહ્યા સજની, અગમ અગોચર લેહ લાગી રે.
સાત પ્યાલા એકવીશ બ્રહ્માંડથી, પરા ને પાર એ તો જઇ પુગ્યા રે;
નિત્ય પ્રતિ નુર એને નયણે વરસે, અંતરમાં અનુભવ ઉગ્યા રે.
આશ નિરાશ એકે નહી ઊરમાં, હું પદ રહ્યા સહજે હારી રે;
હદ બેહદ છોડી અનહદ જઇ વાગ્યા, દેખાવા માત્ર દેહ ધારી રે.
ધામ ધણીને અમર પદ ઉગ્યા, અકળ અજીત મૂર્તિ કહાવે રે;
ચૈતન્ય બ્રહ્મ ભીતરથી ભાળ્યો, અક્ષરાતિત આનંદ આવે રે.
નરતે ને સરતે ખેલ નિહાળ્યો, અણલિંગી લેખાં લેખ્યાં રે;
બ્રહ્મા મહેશ ને ઇંદ્ર ન જાણે, અગમ તમાસા એસા દેખ્યા રે.
અજબ ખેલ અદભુત અનુપમ, વર્ણન જીબ્હાએ શું સમજાવે રે?
ભોજો ભગત કહે ગુરૂ પ્રતાપે, શુધ્ધ વિચારે અનુભવ આવે રે.

---

નેજો આવ્યો જેને નામનો, હાલશે ધણી હજુર;
અભાગી સામા જઇ મળ્યા, તનમાં વાગ્યાં તુર.

નર આકાર ત્યાં નહીં, નહીં રૂપ અરૂ રંગે;
નહીં પુરૂષ તણો પ્રવેશ, નહીં નારીને સંગે.
અટકળમાં આવે નહીં, લેખું નહીં લગાર;
વાણીએ કેમ કરી વર્ણવું, વાતું પરા ને પાર.
પરા ને પારથી પ્રીછીએ, જો સદગુરૂ ભેદ બતાવે;
સોહં જપો તમે મુમણુ, તો અગમ તણી ગમ આવે.
ચારો કરતાં તે થડે મૂઆ, સદા હોય રહી સાલ;
રવિ પ્રગટયો રહેણી તણો, કેમ કરી લોપાશે કાળ?
રહેણીને કહેણી પૂગે નહીં; નહીં ધર્મ ને નેમ;
પહોંચી ગયા પરબ્રહ્મને, હોઇ રહ્યા કુશળ ક્ષેમ.
નવતેરી નગરી વસે, જ્યાં ત્રિવેણી તીર;
અમર ધણીને આશરે, જઈ નાહ્યા નિર્મળ નીર.
મંડયા રહો મેદાનમાં, લેહ લગન લઇ આવો;
રણુકાર રંગે મહેલમાં, જઇ પિયુકી સેજ બિછાવો.
એ તો સંત નિર્મળ નિરખશે, શૂન્ય શિખર પર શ્યામ;
અદભુત અવિનાશી ઓળખ્યા પછી, રોમે પ્રગટે રામ.
સ્થિરતાવાળા થડ થડે, જમ ન ચાલે જોર;
તન તુર્યાના તીર્થ પર, પોતે માંડ્યા શૂર.
મહાત્મ્ય તો મરજીવા માણશે, ખેલ છે અપરંપાર;
નુરતે ચઢી નિશાન બજાવે, નિરખેગા નિરખનહાર.
વણ વાદળે વિજ ચમકે, ધન ધારે ધન આપો;
આપે પ્રગટયો આપમાં, નયણે નૂર વરસાવો.
કયારે કૃતાર્થી અસ્યા, નક્ષત્રમેં આયા;
બરછીથી બ્હીનો નથી, જઇ ચોટ અણીકી આયા;

નાદ ધૂની વાગી રહી, પૂરણ પરચા પાયા;
ઉલટા ગુરૂગમસે ખેલી, જાઇ શૂન્યમેં ડંકા બજાયા.
વળગ્યા નહીં કોઇ વાતને, રામસે રાજી રહ્યા;
ભોજો ભગત કહે ગુરૂપ્રતાપે, એ નર નિર્ભય થયા.

## બોધ.

ચાબખો.

લોભ રહ્યા હ્રદયમાં વસી, મૂરખને શિખામણ તે કશી ? લો૦
સંતની નિંદા સારી લાગે, તેમાં રહે છે મચી;
પરમાર્થથી પાછો ભાગે એ તો, ત્યાંથી જાયછે ખસી: લો૦
ધર્મનું કામ કોઈ કહેવા આવે તેને, સામો ઉઠે ભસી;
રામ વિના બીજું લવે તેની જીભ, કાપવી જોઇએ ઘસી: લો૦
વખાણ પોતાનાં વ્હાલાં લાગે, તેસું બોલે હસી;
કોઈનું રૂડું કાને સાંભળતાં, જાણે વાગી બરછી: લો૦
મોતથી બચવા મથ્યો ઘણું તોએ, કાળે લીધો ધસી;
ભોજો ભગત કહે ભૂત થઇને જીવ, ભમીયો મૂઆ પછી: લો૦

---

# ડુંગરપુરી.

## વર્ણન.

અનભે વાતો અટપટી, જેની જોગ કળા ગત છે ઝીણી;
દેવ ગુરૂના વેચ્યા વેચાઉં, સહુ સંતો એ લેશે વીણી. અ૦
નાભીકમળથી સુરતા ચાલી, નિરાધાર જઇ ઠેરાણી;
માન સરોવર મોતી વિણે છે, જ્ઞાનસભામાં ઘેરાણી: અ૦

ચઢી ફોજ ને હુઆ નગારા, નિર્ભય નોબત ઘેરાણી;
સુરત નુરત દો ચઢી શિખર પર, બ્રહ્મ અગ્નિમાં હોમાણી: અ૦
શૂન્ય શિખર પર સેસીઓ વાગે, નોબત વાગે માંહિ નિશાની;
ગુપ્ત ગોળી જ્ઞાનની લાગી, પડ ફૂટયાં ને ઉઘડયાં પાણી: અ૦
ઘેરી લીધા કોટક મુદ્રા, ભૂલ ભ્રાંત ભ્રમણા ભાગી;
ચાર વેદાંત પર ચોપટ ખેલે, અલખ પુરૂષસું લેહ લાગી: અ૦
અકળ સ્વરૂપી કળ્યા ન જાય ભાઇ, આસન બેઠા અવિનાશી;
તોડી માંહેલા ત્રણુ ગુણોને, મારેલ માંહેલો મેવાસી: અ૦
ગોતી લો ગગનમંડળમાં, આભામંડળમાં ઉન્મુની;
દેવ ડુંગરપુરી ચરણની સેવા, જાહેર વાતો એ થઇ જૂની: અ૦

---

હંસા રે ચાલો રે ગુરૂજીના દેશમાં જી,
ત્યાંહાં કગવા ચુનતહે કપુર;
હંસા રે પીઓને પીઆલા પ્રેમના જી,
તારાં આવા રે ગમન મિટ જાય;
હંસા રે પીઓને પીઆલા રામના જી. ટેક૦
હંસા રે અગર ચંદનના હાર હલે જી,
ત્યાંહાં મોતીડાંનાં બીજ રે વવાય;
હંસા રે ગંગા જમુના ને સરસ્વતી જી,
ત્યાંહાં ત્રિવેણીનાં રે સ્નાન: હં૦
હંસા રે કાયા રે નગરમાં કોટડી જી,
તેમાં ભરીયા હે માલ અપાર;
હંસા રે ખપ પડે ત્યાંહાં ખોલીએ જી,

તારાં આવા રે ગમન મિટ જાય: હં૦
હંસા રે ઝડાયે ભંભા જોતું જળહળે જી,
ત્યાંહાં પહોંચે વિવેકી સંત;
દાસ ડુંગરપુરી બોલીયા જી,
મારા સંતનો વાસ વૈકુંઠ: હં૦

---

## ધીરા ભગત.

### અન્યોક્તિ.

હાલા.

હાલો હાલો રામ તણા રસ્તામાં. ટેક૦
હાલો ભાઇ તમે સીધા ચાલો,
રહો છાના જૂઠું શીદ ભાળો?
તમે ભાઇ હરિ સંગે માહાલો; હા૦
નાનો ભાઇ તો મારા છે ડાહ્યા,
એવી જૂઠી વાત કરી વાહ્યા,
મૂળમાં કાચી તારી છે કાયા; હા૦
ભાઇ પારણીઉં તો પચરંગી,
એમાં ઝૂલો ઝુલાવો હરિ અભંગી,
જ્ઞાન દોરો ધરી તરો તે સંગી; હા૦
ભાઇ પારણીએ ચાર પાયા કહીએ,
સત્ય ધર્મ વિચાર વિવેક લહીએ,
નામ મોભ દીઠો તેણે મગ્ન થઇએ; હા૦

ડોલગુીઉં મન ડોલે તારૂં,
તેં તો કામ કાંઇ નવ કર્યું સારૂં,
મૂકી દૂધ ને પીધો છે દારૂ; હા૦
ખોયું મનુષ્ય પદ તેં આવેલું,
તેં તો હરામ કર્યું દૂધ ધાવેલું,
ઘી ઢોળી નાખ્યું તેં તાવેલું; હા૦
પણુછીઆ દોરી તૂટી જાશે,
અલ્યા કાળ એક પળમાં ખાશે,
સાચી વાત કહી ધીરા દાસે; હા૦

થાણુદારી.

કાફી.

થાણુદાર થયાછો રે, થાણું રાખો ઠેકાણે;
દુર્લભ દેહ નગરી રે, માંહિ બેઠો માણે. થા૦
કૂડા પાંચ પચીશ ઠગારા, રૈયતને રંજાડે;
ચંચળ ચોર કરે માંહિ ચોરી, ભુવન બહુ ભંજાડે;
ધરપત ન ધારે રે, ધરાયો નહીં ભર્યે ભાણે: થા૦
સત્ય ધર્મ રૂપી પટાવાળા, હુકમ કરો તો બાંધી આણે;
તસ્કર સઘળાને વશ કરીને, નાખો બંધીખાને;
દંડ દઇ તેને રે, ઘાલો અવળે ઘાણે: થા૦
છૂપી રહ્યા છે દોતીઆ બે રૂડા, તેને તું નવ જાણે;
જે જે કર્મ કરે છે પ્રતિદિન, તે લખી લેશે તે ટાણે;
દફતર દેશે ધણીને રે, હિસાબ લેશે દાણે દાણે: થા૦
પાંચ કૃતિનાં ફળ શુભ બાંધી, વૃત્તિ રાખો થીર થાણે;

ધીંગો ધણી છે દાસ ધીરાનો, એને ઓળખી લેજો એધાણે;
અવિચળ ગાદી આપે રે, આપ રૂપ પ્રમાણેઃ થા૦

## માળો.

કાળ ચલ્લાએ બાંધ્યો રે, મહા મહા સ્વાર્થે કરી;
માળો તો મહા મહેનત રે, ચતુરાઇ ચિ-તમાં ધરી. કા૦
તૃણ તૃણ ઘણાં ટોળે કરીને, માળો કર્યો માનિની કાજ;
માનિનીએ સુખ માન્યું તેમાં, ચલ્લીબાઇએ ભોગવ્યું રાજ;
આવી રહ્યું ત્યારે રે, ફોકટ થયું સર્વે ફરીઃ કા૦
પણ એ વાતની ગમ કોને ન પડતી, તો શું ચલ્લા ચેતે મૂઢ ?
જેના હુકમ વિણ નવ હલંદા, તેની ગતિ મહા ગૂઢ;
ફર્યો કોક બિલાડો રે, મોંધ્રો માળો લીધો ઘેરીઃ કા૦
બચ્ચાં કચ્ચાં ને બાઇજી સોતાં, બિલાડે ભક્ષ્યાં જાણ;
ત્યારે યૌવન રૂપી માળાવાળો આવ્યો, જોઈ હડહડતી મહાહાણ;
ત્રાહ ત્રાહ ભાખ્યો રે, ભુંડાઈ ઘણી મેં તો ભરીઃ કા૦
કાળનો કાળ હું લહેતો મુજને, પણ થયો બિલાડો મારો કાળ;
ફાળ મારી મારૂં સર્વે ભેળાડયું, રહી ઉઠી રગરગ મુને ઝાળ;
ધીર એવું તેવું રે, અફળ બકતો તે ડરીઃ કા૦

## ભવાઇ.

ભવૈયા ભાવે ભજો બ્રહ્મ રે, ભૂતળ ખેલ ભજાડો;
નૃત્ય કરો નાયક નાયકા રે, રચો આનંદ અખાડો. ભ૦
મન નાયક ન્યાય કર નેકી, અદલ ચલાવો નાવ;
ભાત ભાત ખેલો ખેલ ખાંતે, ભલો દેખાડો ભાવ;
સોહં સુરતે રે, આત્મા રમાડોઃ ભ૦

જ્ઞાન ઘુઘરા ઘણુણુણુ ઘમકે, રણુણુણુ રોમ રણુકાર;
સણુણુણુ સુર ઝણુઝણે, ભણુણુણુ ભાન ભણુકાર;
ગડડ મૃદંગ ઝડ રે, લાગે ને લોટ ચોંટાડો: ભ૦
ભાવ ભુંગળો ભલી પેર બોલે, ડોલે શબ્દ શુણી દેશાંત;
તનનન નાન તાલ તંબુરા, સુરત નુરત થાય શાન્ત;
નિજ નામ નરઘાં રે, માન મંજીરા વજાડો: ભ૦
ધીરી લાખા વેશ લાવ્યો મન નાયક, રીઝયો રાજા જોઇ રૂપ;
દાસ ધીર ધણી અઢળક ઢળીયા, મોટા કોટી બ્રહ્માંડના ભૂપ;
મન માની મોજ મળી રે, ધન્ય ઘડી ધન્ય દહાડો: ભ૦

## નગરી.

અમારે દેશ આવો રે, લ્હાવો ઘણો લેવાને;
દેહ ગામ શહેર સુંદર રે, સાધો સોહં સેવાને. અ૦
શહેરની લહેર બની નૌતમ નગરી, પચરંગી બંગલા બિરાજે;
મહેલમહેલ મોતીનાં તોરણ, ઘેર ઘેર વાજીત્ર વાજે;
નિવૃત્તિનો નાચલો રે, જુએ તે જોયા જેવાને: અ૦
દશ દરવાજા ને પાંચ બારી, છત્રીશ નારી કરે છંદ;
પ્રેમની વાતો સરસ સોહાગણ, માણે સચ્ચિદાનંદ;
પિયુની વાડીમાં રે, દીઠા મીઠા મેવાને: અ૦
બાવન બજારૂં ને ચોરાશી ચૌટાં, ભૂવન ભૂવન પ્રત્યે ભાવ;
જ્ઞાન ભમરી ચિત્તને ચોટે, બની ખુબી ખેલ બનાવ;
તે નાભીના ઓરડા રે, રાજને રહેવાને: અ૦
ઉન્મુની મંદિર અખંડ જ્યોતી ઝળકે, જડ જીવ સર્વની જાત;
શૂન્ય મંડળ માંહિ હંસ મંડળી, નિશ્ચયના ઘરમાં નાથ;
ધીર ગુરૂ ગાદીએ રે, ભેટયા બ્રહ્મ દેવાને:

## લઢાઇ.

ખબરદાર મનસુબાજી, ખાંડાની ધારે ચઢવું છે;
હિમ્મત હથીઆર બાંધી રે, સત્યની લડાઇએ લડવું છે. ખ૦
એક ઉમરાવ ને બાર પટાવત, એક એક નીચે ત્રીશ ત્રીશ;
એક ધણી ને એક ધણીઆણી એમ, વિગતે સાત ને વીશ;
સો સરદાર ગઢ ઘેર્યો રે, તેને જીતી પાર પડવું છે: ખ૦
પાંચ પ્યાદલ તારી પૂઠે ફરે છે, વળી કામ ને ક્રોધ;
લોભ મોહ ને માયા મમતા, એવા જુલમી જોરાવર જોદ્ધ;
અતિ બળિષ્ટ સ્વારી રે, એ સાથે આથડવું છે: ખ૦
પ્રેમ પલાણ ધરી જ્ઞાન ઘોડે ચઢી, સદગુરૂ શબ્દ લગામ;
શીલ સંતોષ ને ક્ષમા ખડગ ધરી, ભજન ભડાકે રામ;
ધર્મ ઢાલ ઝાલી રે; નિર્ભય નિશાને ચઢવું છે: ખ૦
સુરત નુરત ને ઇડા પિંગલા, સુષુમ્ના ગંગ સ્નાન કીજે;
મન પવનથી ગગનમંડળ ચઢી, ધીરા સુધારસ પીજે;
રાજ ધણું રીઝે રે, ભજન વડે ભડવું છે: ખ૦

## બંગલો.

ધોળ.

પચરંગી છે બંગલો સારો, ચતુર વિવેકી વિરંચી ચિતારો,
બિરાજે માંહિ બોલણહારો,
તો ન્યારો એ ખેલ નારાયણનો રે.
શકિતનું સામર્થ્ય ભીંત પાણી, કાયાનો બંગલો તે એની એંધાણી,
બળવંત બેઠો માંહિ બોલે છે વાણી,
તો જાણી લેજે સર્વ જીવની રે.

ચ્યારશ તે રહીને ખેલ ખેલાવે, પાંચ ગાંધર્વ માંહિ મૃદંગ બજાવે,
અપ્સરા પચીશ મળી ગાવે,
તો રીઝવે મન રાજનને રે.
દશ દરવાજાની શોભા છે સારી, આઠ કરોડ બેસવાની છે બારી,
મન રાજા માંહિ એ છે નારી,
તો વિચારી જુઓને વિવેકથી રે.
શિવ વિરંચી વિષ્ણુ વસે વાસે, અજપા જાપ જપે એક શ્વાસે,
હાલણદોરી પરમાત્માની પાસે,
તો દાસ ધીરા ધણી તાહરો રે.

## અવળવાણી.

પ્રગટ ખેલ ખેલું રે, દેદાર તને દેખાડું;
મૃત સજીવન રે, મહામંત્ર સહજે શીખવાડું. પ્ર૦
વિના પર ઉડું આસમાન પર, ચર્ણ વિના મેરૂ ચઢું;
નવસેં નવાણું એક ઘેર આણું, સિંધુ કૂદી પાર પડું;
સાડા ત્રણ કરોડ રોમને રે, રમત રૂડી રમાડું: પ્ર૦
પાવક વરસાવી પાષાણ પલાળું, સાત વૈકુંઠને તારૂં;
જળ મધ્યે જલધર ધીકાવું, મરે નહીં તેને મારૂં;
ચૌદને ચેતાવું રે, પંદરે રહો પાર પાડું: પ્ર૦
કહો તો વિના અર્ક કરૂં અજવાળું, મહા નિધિમાં માણું;
શિવ વિરંચી વિષ્ણુ વિવેકે, ત્રણેને તારી અહીં આણું;
એક સંગે આનંદ રે, ભણેલાં બેને ભુલવાડું: પ્ર૦
વિના બુટીએ વૈદ બનું ધન્વંતર, કાયા કરૂં નિરોગી;
સતજુગ દ્વાપર ત્રેતા ને કળિજુગ, ચાર જુગના અમો જોગી;

ધીરા ધર ધારણુ રે, સિંધુ ગઢમાં સંતાડું: પ્ર૦

---

ભરપૂર વિશ્વ ભાસે રે, બ્રહ્મજ્ઞાની કયમ ભટકે ?
અનુભવ અજવાળું રે, આત્મદૃષ્ટિ કયમ અટકે ? ભ૦
સ્થાવર જંગમ સચરાચર પશુ, પંખી જંતુ જીવ;
પોતે કર્તા પોતે હર્તા, સબ ઘટ દેખ્યા શિવ;
ભ્રમણા તો ભાગી રે, અકળ લેહ લાગી લટકે: ભ૦
મેંડકીએ મણિધર માર્યો, સમુદ્ર પી ગયો મીન;
અજાએ આભને ઉદરમાં રાખ્યું, એમ ધણી પ્રજાને આધીન;
ખગે બાજ ઝડપ્યો રે, શ્વાન ભયથી સિંહ સટકે: ભ૦
નાવડી ઉપર નીર ચઢી ચાલ્યું, ચરૂ ઉપર ચઢીયો ચૂલ;
અસ્વાર ઉપર તુરંગ ચઢીયો, ભારે ભૂલવણીની ભૂલ;
કાયરે ક્રોધ કીધો રે, જોધ્ધાને ઝાલી પટકે: ભ૦
ધણીના ધાર્યા વિના વસ્તુ ઘડાણી, જેમ કાદવે ઘડયો કુંભાર;
કીડી કુંજરને નૃત્ય કરાવે, સોનાએ ઘડયો સોનાર;
ચિત્ત ચોંટી ધીરો રે, ચઢયો તે રંગ કયમ ફટકે ? ભ૦

---

અલખ લેહ લાગી રે, જાગીને જોયું આ ઘટમાં;
ભ્રમણા તો ભાગી રે, સોહાગી દીઠા ઉલટમાં. અ૦
અંબાડીએ ગજરાજને ગળીયો, થોડાને ગળી ગયું જીન;
વસ્ત્ર ઉપર વાડ સુકાણી, સમુદ્રને ગળી ગયું ફીણુ;
સસલાએ શાણા થઇને રે, શાર્દુલને નાખ્યો પટમાં: અ૦

આંબે તો ફળ શ્રીફળ બેઠાં, કદળીએ કેરીની લુંબ;
નાગરવેલ દ્રાખ બિજોરાં, એમ ખુબી બની છે ખૂબ;
ગગન દોહ્યા ઘટમાં રે, દૂધ પીધું જીન ઝટમાં: અ૦
પાવક વરસ્યા ને પત્થર પલળ્યા, ચહુદિશ થઇ ગયું પાણી;
તે પાણીમાં દેવી દેવતા ડૂબ્યા, રાયરંકને ગયું તાણી;
બ્રહ્મા વિષ્ણુ શંકર રે, ઇંદ્ર ડૂબ્યા ઝટપટમાં: અ૦
વિદુર વ્યાસજી ને શુકજી જેવા, આપે દાસ કબીર;
ધણી ધીરાનો છે ધીરવંતો, એવા તો સ્યામશરીર;
જીવનમુક્ત જેવા રે, મુનીજન માણે મડમાં: અ૦

---

સંત મળે સાચા રે, અગમની તે ખબર કરે;
ભાવે ભેટું તેને રે, સર્વે મારૂં કાજ સરે. સં૦
ઉલટી સરિતા પડે ગગન પર, વિના વાદળ વરસાય;
વિના આભ વિજળી ચમકે, ગેબી ગર્જના થાય;
ધીરે ધીરે વરસે રે, વરસીને અમર ભરે: સં૦
તેતરડે સીંચાણો પકડયો, સસે સપડાવ્યો સિંહ;
કાયર ખડગ કાઢીને દોડયો, ત્યારે શૂરે પાડી ચીસ;
માંઝારી ચૂએ મારી રે, રૈયતસું રાજા ડરે: સં૦
વિના વાજીત્ર વાજાં વાજે, વિના કંઠ હોય ગાન;
દો કર વિના તાળી વાજે છે, તોલ વિના જડે માન;
વિના વાડી પુષ્પ જ રે, પર વિના ભ્રમર ફરે: સં૦
વિદેહની વાર્તા મરજીવા, માની માણી હરખાય;
ગુરૂગમવાળા સંત મળે તો, તેને લગી લગી લાગું પાય;
દાસ ધીરો કહેછે રે, ત્યારે તો મારૂં મનડું ઠરે: સં૦

---

જેને પિયુ મળવાનો પ્રેમ હોય તે, આવો દેશ અમારે જો;
આડે અર્ણવે ઉતરી નાવડું, આવે છે આરે જો. જે૦
દૂર બતાવે નાથને તેને, પ્રગટ પાસ દેખાડું જો;
એક સદગુરૂની કૃપા વડે તેને, બ્રહ્મલોક પહોંચાડું જો: જે૦
એક અચરજ મારા દેશમાં, ગૌ ને સિંહ રમે ભેળાં જો;
અવળાંનાં સવળાં થયાં, કરમદીએ લાગ્યાં કેરાં જો: જે૦
એક સદા પુનમ મારા દેશમાં, અમાસ ભૂવન ન આવે જો;
શીત ને તાપ વ્યાપે નહીં, એક બકરો ગાયને ધાવે જો: જે૦
એક અમૃતફળ મારા મુલકમાં, તેના ભોગદારી ત્રિપુરારિ જો;
ભરે વારી દોરી ગાગર વિના, સુરતા સોહાગણ પાણીઆરી જો: જે૦
એક અઝડ ઝડે પરજન્ય પડે, પૃથ્વીનાં પડ રહ્યાં કોરાં જો;
પોઢ્યા હંસરાય ચોગાન ચોતરે, તેને અંગે ન અડકે ફોરાં જો: જે૦
એક કંઠ વિના ગાય નાયકા, ચર્ણ વિના તે ચાલે જો;
એક ધીર સખી પિયુ પાસ રમે, મહાનંદ સુખ માહાલે જો: જે૦

## વર્ણન.

ચતુર ચિત્ત ચેલો રે, અચળ વસ્તુ ખોળી કાઢી;
ખટ અઠ બારી મેલી રે, પંદરમી બારી ઉઘાડી. ચ૦
પંદરમી ભૂમિ ને પંદરમી બારી, ત્યાં રમે રંગીલો;
પાંચ મહેલને પાછળ મેલ્યા ત્યારે, છઠ્ઠે મહેલ છેલછબીલો;
અલબેલો એકેલો રે, ખેલંદા ખેલ ખેલાડી: ચ૦
ગંગા જમુના સરસ્વતી, રૂડી ત્રિવેણી તીરે રંગ રેલી;
ઇંડા પિંગલા સુષુમ્ના રાણી ભરે પાણી, ઉન્મુનીએ આનંદ હેલી;
ઝરમર મોતી વરસે રે, વિના વેલ ખીલી ફુલવાડી: ચ૦

શૂન્ય શિખર અમર અજર નર, વિશ્વંભર રાજ બિરાજે;
સોમદળ કમળ પર કરે લીલા, ત્યાં અનહદ છંદ વાજાં વાજે;
ગડડ સિંધુ ગાજે રે, ફેલ્યાં જળ પાળ ફાડી: ચ૦
પૃથ્વીથી પહોળું આકાશથી ઉંચું, એવું પર વિણ અધર ફરે પંખી;
એ બચ્ચાં તેની બગલમાં બિરાજે, બોલે પિયુ પિયુ ઝંખી;
ધીરા મરજીવા રે, શાકર દૂધ પીએ દહાડી: ચ૦

---

બ્રહ્માનંદ ભાસ્યો રે, આત્મા અનુભવ જ પોતે;
સોહં સાધે સાધન રે, પ્રગટે પોતામાંથી પોતે. બ્ર૦
એકવીશ હજાર છસેં ઉઠે અજપા જપે, બ્રહ્મા વિષ્ણુ શિવ દેવ;
ચૌદ બ્રહ્માંડ જપે જડ ચૈતન, સિદ્ધ સાધક કરે સેવ;
સુરનર સાધે રે, જેને જ્ઞાની મુની ગોતે: બ્ર૦
રવિના તેજ વડે રવિરૂપ ભાસ્યું, મણિને તેજ મણિ જ્યોત;
આત્માને તેજે આત્મા ઓળખાયો, ઉગ્યો અંતર અર્ક ઉદ્યોત;
થયું અજવાળું રે, વસ્તુ મળી મનમાં તે: બ્ર૦
પંદરમી ભૂમિ રમે પૂરણ બ્રહ્મ, ખેલે અખંડ નિશદિન;
શૂન્ય શિખર ગઢ અનહદ ગડગડે, ઉન્મુનીએ મન મગ્ન;
પાળ બાંધી પોતે રે, પ્રીત બાંધી ચિત્ત પોતે: બ્ર૦
આળપંપાળ કાળ જે મર્યા મટમટી, ઉલટપુલટ ચોંટયું ચિત્ત;
જે જેમ હતું તેમનું તેમ થયું, રહ્યું આનંદ પદ અદ્વૈત;
ધીર મરજીવા રે, અણછતાં રમે અણુ ઓથે: બ્ર૦

---

અનુભવી આવો રે, જ્ઞાન ગતિ ગોઠનારા;
ભેદ બતાવો રે, બ્રહ્મમાંહિ ભડનારા. અ૦
કહો પવનનું મૂળ અમને, કયાંથી આવ્યું મન ?
ઠીક કરી ઠેકાણું બતાવો, કહો કયાં રહે છે ચૈતન્ય ?
શબ્દ કયાંથી ઉઠે રે, ગગન માંહિ ચઢનારાઃ અ૦
નાદ બુંદનાં રૂપ બતાવો, કહો કયાં રહે છે જીવ ?
જુજવા અર્થ કરી સમજાવો, શે રૂપે છે શિવ ?
અખંડ જ્યોતી ઝળકે રે, અભેદ બ્રહ્મ છે ન્યારાઃ અ૦
પ્રગટ પિંડ પડયો પૃથ્વી પર, ત્યાં શિવ જીવ જોની કયાં જાય?
નાદ બુંદ મન પવન સુષ્મ્ણાં, એ સર્વે કયાં સમાય ?
રીત બતાવો રે, અગમ વાતે વઢનારાઃ અ૦
અનુભવી આવો ભેદ બતાવો, વિશ્વંભર વિસ્તાર;
લંબા ચોડા કે પચરંગે, કેવા છે કીરતાર ?
ધણી ધીરાના રે, સ્વામી સર્જનહારાઃ અ૦

---

સમજ્યા તે સુખ પામ્યા રે, શમ્યા તે સત્ય શેરડીએ;
હરખ શોક સમતુલ્ય રે, અલખ લહેરડીએઃ સ૦
હસ્તામલ રવિ પ્રગટયો ઘટમાં, જળબંધી જ્યોતી પ્રકાશ;
સહજ સમાધિ અનહદ ધુન લાધી, અસિપદ આનંદ ઉજાશ;
અદ્વૈત મગ્ન ઉગ્યું રે, લઘુતા પ્રેમ પાંખડીએઃ સ૦
જ્ઞાન મેંડકે કાળ મણિધર માર્યો, મને મોહ દધિનો કીધો આહાર;
અજ અનુભવે આભ શોધ્યો, બગ બુધ્ધિએ માર્યો અહંકાર;

તૃષ્ણા સિંહ નાઠો રે, સંતોષ શ્વાન ચઢયો કડીએ: સ૦
હરિ નામ નાવે ઉદક ત્યાં ન ચઢયું, ચરૂ અસત્ય સત્ય ચૂલ;
અસ્વાર અધર્મ ધર્મ તુરંગમ, અસ્વારી ઉલટ અમુલ્ય;
ક્ષમા દયા દોડાડી રે, ક્રોધ કામ બાંધી બેલડીએ: સ૦
પોતાના બનવ્યા પોતે પ્રગટયા, સોનાએ ઘડયો સોનાર;
કીડી કુંજરને નાચ નચાડે, એમ કાદવે કીધો કુંભાર;
ધીર ધણી ભેટયા રે. પ્રગટયા ઘટ પ્રેમ ઝડીએ: સ૦

---

શુણ શિષ્ય શાણા રે, ભાળું તારી ભ્રમણ મતિ;
બુદ્ધિ અનુસારે રે, ગાઈને કહું જેવી ગતિ. શુ૦
જેમ કેરીથી આંબો થયો, ને આંબાથી થઇ કેરી;
મેરીએ તો મર્દ જ ઘડીયો, મરદે ઘડી બાઇ મેરી;
ન લહેરી જળ જૂદાં રે, એકમેક વતી વતી: શુ૦
નભચર કેરી ગતિ ન થાયે, વિના બન્ને પાંખ;
ત્રય લોક કે યમ દ્રશ્ય સંતને, હોય ન જ્ઞાની આંખ;
પક્ષ એક ખોટો રે, જૂદ નહી રતી રતી: શુ૦
જ્ઞાન કર્મ વડે મોક્ષોપાસન, નહીં એકે નિર્ધારિ;
કર્મ મૂકી એક જ્ઞાન ગ્રહે તેણે, ઉતરે નહીં ભવપાર;
વાર વાર કહીએ રે, અમે સત્ય મથી મથી: શુ૦
જેમ જલનિધિ જલધર રૂપે, જલધર રૂપે જલરાજ;
ઉભય મળ્યા વિણ વૃષ્ટિ ન દર્શે, થાય ન સૃષ્ટિનું કાજ;
ધીર વીર ધારો રે, એક શ્રેય નથી નથી: શુ૦

ધોળ.

જાગી ગઇ ભવ બેડીઓ, ઉઘડયાં બ્રહ્મ ભૂવનનાં તાળાં રે;
તિમિર ટળ્યાં ગુરૂ અંજન ઝળહળ, ભાળ્યાં ભડ અજવાળાં રે.
ચંદા સૂરજના ઘર પાછળ, ઝળહળ જ્યોતીઓ ઝળકે રે;
ત્રિકુટી આસન પર બેઠા તેડી, છે ઊલટા ઉદાન સળકે રે.
ઝણુ પટે વાજે ઝાલરી, ઘુઘરી નાદમાં ઘમકે રે;
વિના અર્ક અજવાળાં, ગગન વિના વિદ્યુત ચળકે રે.
વસુધા વિના સરિતા વહે, સિંધુ વિના જળ જોય રે;
વાજીત્ર થાયે નાદને, મહાજન જાણે છે કોય રે.
હરિ વિના કામ કાલો નહીં ને, જપે અજપા જાપ રે;
બહાર ભીતર રમી રહ્યા, અમર અખંડ અપાર રે.
મુંગો તે ગાળા ઘાલી ગાય, કેને એ સંવાદ કહેવાય રે ?
દાસનો દાસ ધીરો સદગુરૂગમથી, એ ગુણ ગરવા ગાય રે.

ધનાશ્રી.

જગજીવન મને મોહન મળીયા રે;
જન્મ મર્ણના મારા ફેરા ટળીયા રે. જગ૦
આપે ગુરૂ આપે શિષ્ય, જોયાં મેં તે જગદીશ,
અંતરજામી ઇશના ઇશ, બ્રહ્મે બ્રહ્મ ભળીયા રે; જગ૦
મલચક્રથી આધે ચઢીયા, ગર્નાચક્રે આવી અડીયા,
વૈકુંઠની પારે પડીયા, વિષ્ણુ વેણે પળીયા રે: જગ૦
કૈલાશમાંહિ કલ્લોલ, આતમારામ ઝાકમઝોળ,
ત્રિવેણીમાંહિ જો કોલ, ફેરા મારા ફરીયા રે: જગ૦
ખટસેં એકવીશ હજાર, ઉર્ધ્વ મુખે સંધાવાર,

અખંડ છંટની પાળ, બળવંતા બળીઆ રે: જગ૦
શૂન્ય શિખર પર અમર અજર નર, પરમ પ્રભુ વિશ્વંભર,
ધીર ધરણીધર, અઢળક ઢળીયા રે; જગ૦

## બોધ.

આત્મ તત્વ શોધો રે, જ્ઞાનીજન ગોતો ઘરમાં;
બોલે તે નહીં બીજો રે, ઓળખી લેજો અંતરમાં. આ૦
વિશ્વંભર દરીઓ સભર ભરીયો, માંહિ રવિ શશિ તેજની જ્યોતી;
શૂરા પૂરા તારા એ જળમાં ઝંપલાવે, કોઈ મરજીવા લાવે મોતી;
કોઇ પહેરે પનોતી રે, અખંડ ચૂડી કરમાં: આ૦
કાગડાં બગલાં હોલાં કાંઠે, હરિઓ તો જડે નહીં આરે;
માન સરોવર માંહિ મુક્તાફળ, કોઇ હંસ ચરે તેને ચારે;
ખીર ને નીર ભેળાં રે, જુજવાં કરી પીએ પળમાં: આ૦
સદ્‌ગુરૂ સંગતમાં જે જન સમજે, તેનું નિશ્ચે થાશે કાજ;
દર્પણ તન દર્શે પોતાનું, એમ માંહિથી મળે મહારાજ;
પોતાને પોતે પરખો રે, ભર્યો સભરાભરમાં: આ૦
હરિ ગુરૂ શિષ્ય સ્થિર રૂપ તે, જંત્ર વાજીત્ર બજાવે;
શબ્દ ઘટાવ લક્ષણી મધ્ય ડોલે, હરિ નાદે નામ તે ઘર આવે;
ધીર સુખસાગર રે, નિરખો નિજ અંતરમાં: આ૦

---

શરીર વિના શોધન રે, પાર કોઇ આવે નહીં;
મલોખાં મોઢાં કાજે રે, સ્વાદ કાંઇ આવે નહીં. શ૦
થડ મૂકી ડાળે વળગે તો, ટોચે કેમ ચઢાય ?
અધવચથી જો પાંખડી તૂટે, પાછો આવીને પછડાય;

સંગત સમ સમજો રે, ચઢોને થડ મૂળી ગ્રહીઃ શા૦
શાસ્ત્ર પુરાણના મત જુજવા, ઘણો કરે સંવાદ;
બત્રીશ ભોજન રૂડી રસોઇ બનાવી, ચાટવાને શાનો સ્વાદ?
વારી વલોણે રે, નહીં માખણ ને મહીઃ શા૦
નથી જમ્યો ને નથી જમાડયો, દીઠા વિના ચલવે જૂઠ;
પારકા મોદિકનો સ્વાદ વખાણે, એ તો મીથ્યા માથાકૂટ;
વિવેક વિના વસ્તુ રે, વિચાર વિના દૂર રહીઃ શા૦
અંતર ઘરમાં આણી ઉછાળો, નિહાળો નિરંજન નૂર;
મરજીવા એ મર્મ જ જાણે, ભરપૂર ભર્યા નથી દૂર;
ધુરંધર ખેલે ધીરો રે, લક્ષણવંતે એ લહીઃ શા૦

---

## બાપુ.

### અન્યોક્તિ.

### પાણી.

પાણીનો ખેલ બનાવ્યો રે, એની તો કહીએ અકકલ ઘણીઃ
સહુમાં રમનારો રે, શોભા તો એના નામ તણી. પા૦
ખારૂં એ પાણી ને ખાટું એ પાણી, પાણી અફીણ ને ખાંડ;
એ પાણીથી થયાં નરનારી, એ પાણીથી બ્રહ્માંડ;
પાણીનું બન્યું મોતી રે, પાણીની બની હીરાકણીઃ પા૦
પાણીની અમુલ્ય કાયા બનાવી, હાડ ચામ લોહી માંસ;
પાણીનાં પશુ પંખી બનાવ્યાં, પહાડ પત્થર ને ઘાસ;
પાણીના હાથી ઘોડા રે, પાણીની શાલ પામરી બનીઃ પા૦

પાણીના પચરંગ બનાવ્યા, અઢાર ભાતનાં અન્ન;
હુંથી ન્યારો મારો સાંઇ બિરાજે, તેને દેખીને થયો છું દંગ;
સંગ કીધો તેનો રે, સન્તા તો આત્માની ગણી: પા૦
અક્ષરાતિત અક્ષર બ્રહ્મ નિપાવ્યા, તે અક્ષરથી નર ને નાર;
ઓંકારથી ત્રણ ગુણ નિપાવ્યા, એ અઠ્ઠાવીશ નિર્ધાર;
ઓગણત્રીશમા મહાવિષ્ણુ રે, ત્રીશમા બાપુ ગાય ભણી: પા૦

## ઝાડ.

જુઓ ઝાડ એક ઉગ્યું રે, ફળ તેનાં લેજો ફોલી;
જાળવજો જુગતે રે, ત્રાજવામાં લેજો તોળી. જુ૦
બ્રહ્મરૂપ એક વૃક્ષ બની ગયું, તેનાં મૂળ પ્રકૃતિ પુર્ષ;
પ્રકૃતિએ બે બાળક જન્મ્યા, જોને વળી પતિ થયા મૂર્ખ;
એવા બે બેટા રે. જન્મી જાણે ભોંયફોહોળી: જુ૦
એક નામ તો તત્વ મોટું, બીજાનું ભાઈ અહંકાર;
એ અહંકારને ત્રણ છોકરાં હુઆં, તેનાં નામ કહું નિર્ધાર.
કાન દઇ શુણજો રે, ઝટપટ નાખું બોલી: જુ૦
સત્વ રજ અને તમ નામ તેનાં, કહું તેનો પરિવાર;
તમે મોટાં ભૂત નિપાવ્યાં, વિષયાદિ અવિધાર;
રજે દશ ઇંદ્રિ રે, બનાવી છાલી છોલી: જુ૦
સત્વમાંથી મન આદિક જાણો, તેના દેવ તણો વિસ્તાર;
એ બ્રમજલ છે મૂળ જળ જેવું, શુદ્ધ બ્રહ્મ વૃક્ષને કરીએ ખુવાર;
ખાવા જોઇએ તે ઉછેરે રે, બાપુ વૃક્ષ મરે ડોલી: જુ૦

## રસોઇ.

સદગુરૂ સ્વામી, વહાલમજી સમજાવી ઘેર આણ્યા છે;

મોહન વરને, મહીઅરીઆમાં મેં એરખ માણ્યા છે. સ૦
પૂરી કીધી સદગુરૂ સ્વામી, દૂધપાક બન્યો છે અંતરજામી,
પ્રેમના પેંડા બડાનામી; સ૦
લેહુ લાડુ શાકર શબ્દ તણી, મન મેદાની પૂરી વણી,
જ્ઞાન ઘીમાં ઝબકોળી ઘણી; સ૦
શીરો શાણપણ છે તલ ધારી, આરતનાં અથાણાં પર વારી,
ભાજી રાજી થઇ વઘારી; સ૦
સત્યની સેવો વહાલાને ભાવે, સુરણ તળીયું તે ચોખ્ખું કહાવે,
દિલ ડહાપણ રાખો હાવે; સ૦
નવ તત્વ જલેબી તરતી તાવી, સત્સંગ જુકિત સારી આવી,
તે તો વહાલમજીને મન ભાવી; સ૦
ગુરૂ મતિ જળ કેરો ભર્યો લોટો, સમજણનો થાળ પીરસ્યો મોટો,
એવું પીરસે તો કોણ કહે ખોટો? સ૦
ભાવનો ભૂખ્યો છે આત્મા મારો, તો સુકન રહે મારો તારો,
તુલસી સુરતાની માંહિ ધારો; સ૦
બાપુ બીડું ચાખ્યું ખટ ઉર્મિતણું, સેવકને આનંદ થયું છે ઘણું,
સહુ મારે સમતુલ્ય મેરૂ અણુ; સ૦

## હુક્કો.

હુક્કો પીધો ગુરૂ દયા થકી જ્ઞાનનો જો,
દમ ખેંચ્યો ધણી તારા ધ્યાનનો જો. હુ૦
તન હુક્કો ઘટ ઘટ સ્વામી બોલતો જો,
પ્રેમ જળમાં હુક્કાને ઝબોળતો જો; હુ૦
પ્રથમ ચલમ ચતુરાઇ ખાસી કરી જો,

ફૂડ કપટ તમાકુ તેના માંહિ ભરી જો; હુ૦
મેળ મેર ગુરૂની પ્રીતે કર્યો જો,
ચિત્ત ચીપીએ તો બ્રહ્મ અગ્નિ ધર્યો જો; હુ૦
નેહ નિરખે નારાયણ કેરા નામની જો,
શોભે દામણી તે અચળ અખેધામની જો; હુ૦
ગુરૂ ધીરાને હુક્કો ભરી આપીયો જો,
દાસ બાપુ પોતાનો કરી થાપીયો જો; હુ૦

## તંબુરો.

એક તારે એક તાર મેળવ્યો, અલખ સંગાથે મારૂં મન રાચ્યું. એ૦
પોલો વાંસ જેને મૂરખ કહીએ, ગાંઠ ગાંઠને દુઃખ્યું કાચ્યું;
તુમડું મન અડયું જ્યારે પાસે, ત્યારે ભજન પડશે સાચ્યું: એ૦
ખુંટી માંહિ નામ હરિનું, તેના પ્રતાપે તું જાચ્યું;
સુરતા ઘોડી સુર મેળવે, કાયા ચામડું છે કાચ્યું: એ૦
રેખ કર્મની નાખી ઠોકી, સદગૂરૂ આગળ જઇ જાચ્યું;
ફીરતારે ફીરતાર મેળવો, એવી કથા નિત્ય નિત્ય વાંચ્યું: એ૦
અખંડ જ્યોત ખોલી નવ જાણી, ઘીમાં પાણી શું સીંચ્યું?
કહે બાપુ નકલંક નામ છે, જાણી જોઇને આંખું શું વીંચ્યું ? એ૦

## વર્ણન.

રૂંધો પ્રાણ દાખું રે, પગથીએ પહેલે ચઢો;
કામ થાય ભાખું રે, ષડ રિપુ સાથે લઢો. રૂં૦
બોલવું તો ભાઇ લાગે સહેલું, કરવું કઠણ છે કામ;
અનુભવેલું અમો બતાવું, રીઝશે આત્મારામ;
કામ થશે તમારૂં રે, જદુનાથ જ્યારે જડયો: રૂં૦

નજરથી લઇને બાર આંગળ લગી, નીચેનું જો આકાશ;
જે નિર્મળ અતિશે સારૂં, રોકો ચક્ષુની દૃષ્ટિ ખાસ;
મનમાંહિ રોકો રે, જોઇએ ન કાંઇ જડો: ૨૦
એમ આંખ અને મન રોકી જોજો, ઘડીભર તમે નિર્ધાર;
ચલનવલન એ ભૂલશો ત્યારે, પ્રાણ તમારો અવિધાર;
સત્યનો સાખી રે, સામો આવી ચઢયો: ૨૦
એ રીતથી પ્રાણ રૂંધાયે, દેખાડયું દ્રષ્ટાંત;
કરી જોશો ત્યારે સમજશો, ખરો જેહ સિધ્ધાંત;
બાપુ નામ સાચું રે, બીજો સહુ જૂઠો સડો: ૨૦

---

જ્ઞાનીઓ બતાવું રે, બંધ મુકત આત્મા કેવો;
આંખ મીંચી ઉઘાડો રે, દ્રઢતા ધરો તો સેવો. જ્ઞા૦
સૂક્ષ્મ બુદ્ધિ હોય તો સમજાશે, નહીંતો કરશો ન માથાકૂટ;
સહેલું સટ તો અમો બતાવું, પીઓ અમૃતનો છે ઘુંટ;
ખુંટ મારી ખોલું રે, કહું બ્રહ્મ જેવો તેવો: જ્ઞા૦
ચૈતન્યમાં દૃશ્ય કલ્પવું ગણો, બંધ તણું એ મૂળ;
ચૈતન્યમાંથી કલ્પના છૂટવી, મુકિત જાણો સમૂળ;
દૃશ્ય વગરનું ચૈતન્ય રે, આત્મારામ રૂપ એવો: જ્ઞા૦
ત્રણ લીટીમાં ત્રિભૂવન સમાયું, બ્રહ્મ વિદ્યાનો ભોર;
આહા ઓહો કરી અફાળો, એવો નથી એ ઓર;
ખરી છે એ વિદ્યા રે, ચિત્તમાં રૂડી ચેવો: જ્ઞા૦
મહા શ્રમ વડે અમો સમજયા છું, તે દેખાડયું પલમાંહિ;

ન સમજાય તો પૂછો આવીને, આંતરો નથી કાંઈ આંહિ;
ચોખ્ખું ચટ કહેતું રે, બાપુ બ્રહ્મ એક દેવો: ૨૦

# બ્રહ્માનંદ.

## બોધ.

ગરબી.

જો હોય હિમ્મત રે, નરને ઉરમાંહિ ભારી,
દૃઢતા જોઈને રે, તેની મદદ કરે મુરારિ.
બ્હીક તજીને રે, નિત્ય હિમ્મત સોતો બોલે,
મસ્તક માયા રે, સર્વ તૃણ જેવું તોલે.
કેસરી સિંહને રે, જેમ શંક મળે નહીં મનમાં,
એકાએકી રે, નિર્ભે થઇ વિચરે વનમાં.
પંડે છોટો રે, મોટા મેંગળને મારે.
હિમ્મત વિનાનો રે, હાથી જોઇને હારે.
બ્રહ્માનંદ કહે રે, એમ સમજે તે જન શૂરા,
તન કરી નાખે રે, ગુરૂવચને ચૂરેચૂરા.

---

પેટ કટારી રે, પહેરી સન્મુખ ચાલ્યા,
પાછા ન વળે રે, કોઇના તે ન રહે ઝાલ્યા.
સામા સામા રે, ઉડે ભાલા અણીઆળા,
તે અવસરમાં રે, રહે રાજી મતવાલા.
સાચા શૂરા રે, જેના વેરી ઘાવ વખાણે,

જીવતર જૂઠું રે, મરતું તે મંગળ જાણે.
તેની પેરે રે, હરિજન જોઇએ તીખા,
અંતર શત્રુને રે, અતિ વજ્ર સરીખા.
માથું જાતાં રે, મુખનું પાણી નવ જાયે,
બ્રહ્માનંદ કહે રે, તે સંત હરિને મન ભાવે.

---

# બુટીઆજી.

## વર્ણન.

સામેરી દેવગધાર

જે નર સમજ્યારે, સમજીને ત્યાં સમ્યા રે, જ્યાં વ્યાપ્યું નામ ને રૂપ;
વાસના લિંગે રે, જેનું જ્ઞાન ગળ્યું રે, પ્રગટયું તેનું નિજ સ્વરૂપ. જે૦
જેમ મરકટને રે, આલિંગન લેવા રે, આવે નવ જોબન નાર;
કાંઇ ના પૂરે રે, તેને કામના રે, એવું ગુહ્ય જ્ઞાન વિચાર: જે૦
દગ્ધતા પરહરે રે, જેમ પટ કુળી નહીં રે, તે વળી રીઝે વશ નવ થાય;
ઘરના ધણી રે, ઘર મેલી ગયા રે, આજ વીરલા કો એમ કહેવાય: જે૦
ચંદન ને પૂજા રે, ચઢી જાણે નહીં રે, નાશું જાણી નાખે ખેસ;
શુસુપ્તિ સરખા રે, તે નર સદા રહે રે, તેને નવ જાણવો દેહ: જે૦
સંભવ નહીં જેને રે, આ શરીરનો રે, તેનું યત્ન કયી પેરે થાય?
એમ ટળી રહ્યા, જે કોઇ ગુરૂ બુટીઆ રે, તેથી નામ રૂપ જાય: જે૦

---

જાણવો તે આત્મા રે, જગત ના જાણવું, એ છે ઉત્તમ વિવેક;
અનુભવ ગ્રહે રે, અવલોકન કરે તો, નહીં રૂપ અનેક- જા૦

પાંચ કોશ ત્યાં રે, પિંડતા નહીં રે, ત્યાં નહીં વાણી ને વિચાર;
ત્રણુ પદ મેલી રે, ચોથે પદે ગયા, ત્યાં નહીં ઉપાધિ લગારઃ જા૦
પ્રપંચ સઘળા રે, દેહથી ઉતર્યા રે, નહીં વિદ્યા નહીં વાણુ;
ભકિત જ્ઞાને રે, અહંપદ વામીએ રે, નહીંતો ભેદ સઘળો જાણુઃ જા૦
ભજન કરે રે, જે ભગવાનનું રે, ધરે હરિનું નિજ ધ્યાન;
સંતસમાગમે રે, હરિ પદ પામીએ રે, ભાઇ છે તે માયાનું ભાનઃ જા૦
એમ કરતાં રે, જ્ઞાન ઉપજે રે, જ્ઞાન કરાવે મોન;
કરતું ને શુણુવું રે, તે રહી ગયું રે, છુટીઆ સંસાર કીધો શૂન્યઃ જા૦

## સોહેણી પરજ.

જેણે જાણ્યો એક જ આત્મા, જાણુનહારો ન રહે ભાઇ;
જે પ્રીછે તે કોને પ્રીછવે રે, તે કોને નવ કહે ભાઇ ? જે૦
ધુમ્ર બાળે નહીં છાપરૂં રે, એવું વિષય કેરૂં જ્ઞાન;
વૈરાગ વિના વાતો કરે રે, મન ધરે એમ અભીમાનઃ જે૦
ઓસ ભીંજવે ઘાસને રે, નદીએ ન ચાલે તે પૂર;
શ્રોતા ને વકતા એવા જાણુવા રે, નહીં સાધ ને નહીં શૂરઃ જે૦
ઇંદ્રિ અર્થે ના મૂકે મોકળી રે, સંકોચે થાય સમાય;
પ્રપંચથી જે પાછો ફરે રે, પૂર્વે હતો તેવો થાયઃ જે૦
સમુદ્રમાં પેસી સીંધવ નવ નિસરે રે, અગ્નિમાં પેસી ન આવે પતંગ;
એમ મળ્યા જે કોઇ છુટીઆ રે, ટળ્યાં તેનાં રૂપ ને રંગઃ જે૦

## મેવાડો.

જેણે ગગન દોહીને દૂધ પીધાં,
રે હો સોહી મતવાલા બોલ્યા દિવાના. ટેક૦
ધ્યાન ધારણા નામ નિરંતર, વ્યાપક આત્મ ચીના; રે૦
સુરત નુરતકી ધમણુ ધમાવી, કામ કોયલાને વામ્યા; રે૦

હર્ષ શોક અગ્નિમાં હોમ્યા, તેણે અમર અજર રસ જામ્યા; રે૦
પીવત પ્યાલા વિસર ગયો કાયા, પરમ તત્વ તવ લીના; રે૦
પૂરણ બ્રહ્મ અખંડ અવિનાશી, સોહં બ્રહ્મ જેણે ચીના; રે૦
સૂક્કા પાંત જ્યું પવન ચલાવે, જ્યુંકા ત્યું હોઇ રહીએ; રે૦
માયા રહિત મગન ભયા મનવા, સો જન સમજ્યા કહીએ; રે૦
અનલ પક્ષી આકાશે વળીયું, તે ધરતી પાંઉ ન મેલે; રે૦
કહે બુટીઆજી કોઇ અદ્દભુત જ્ઞાની, આશ નિરાશ થઈ ખેલે; રે૦

---

# નિરાંત.

## વર્ણન.

### ધોળ.

મન તું અળગું તે કયાં અથડાય?
બીજે નથી બોલતો. ટેક૦
તું તો જાગીને જો તારા રૂપને, ખોળી જોતાંમાં તું ખોવાય; બી૦
તારે ઓથે હરિને નથી દેખતો, કુંદન ઓથે કનક ઢંકાય; બી૦
તારે ઠેકાણે હરિને ઠેરાવને, એવું સમજે તો મહાસુખ થાય; બી૦
મન તે દરીઆની લહેર સમાન છે, લહેર સમતામાં સમુદ્ર દેખાય; બી૦
કહે નિરાંત અનુભવી એવાને, હું તો લળી લળી લાગું પાય; બી૦

### ગરબી.

જોયું રે જાગી, મારે મને. જો૦
નિદ્રાવત અજ્ઞાન ગરાયું, તે ભૂલ ગઇ ભાગી; મા૦
સાધન સહુ સ્વપ્નાવત નિરખ્યું, તન થયું ત્યાગી; મા૦
તોળ્યું તત્વ ત્રણ ભુવનમાં, નામ રેખા સહુ પાગી; મા૦

મૂળ જોતાં માયા થઈ અળગી, લખ રે અલખ લાગી; મા૦
અરસપરસ થઇ મહા મંગળ પદને, ઓળખ્યા અનુરાગી; મા૦
નિરાંત નામે નેહ મળ્યો છે, મોજ મળી માગી: મા૦

---

## જીવણ.

### વર્ણન.

સદગુરૂ મળીયા સંશય ટળીયા, ભે ભરમણા ભાગી,
જીવેરામ ભે ભરમણા ભાગી જી. સ૦
જ્ઞાન ગબરૂ મેં તો કાંઈ નવ જાણ્યું, સુરતા સાહેબસું લાગી,
જીવેરામ સુરતા સાહેબસું લાગી, ભે ભરમણા ભાગી: સ૦
નાભીકમલસે નાવ ચલતહે, જગાહળ જ્યોતું જાગી; સ૦
શુરા નર તો સન્મુખ ચાલે, કાયર જાતા ભાગી; સ૦
બિજડી બંદુકડી ને પ્રેમ પલીતો, જ્ઞાન ગલોલી લાગી; સ૦
દાસ જીવણ સંતો ભીમને ચર્ણે, સંત મળ્યા સોહાગી; સ૦

---

મેં તો જોયું તખત પર જાગી રે, ઝાલરી ઝણુણુણુ વાગી રે. મેં૦
રૂદે કમળમાં ઉપન્યો નેહ તે, બહાર ભીતર આવી રમે;
સુરતા કમળમાં નેહ કરે તે, ત્રિવેણીમાં લાવી નમે: ઝા૦
સત્યના ઘોડા શણગારીઆ, કરી લેહની લગામ;
પ્રેમનાં પલાણ માંડીયાં, ચઢનારો ચતુરસુજાણ: ઝા૦
સદગુરૂએ ઉરમાં લીધા, બહુનામીએ માર્યા બાણ;

વિસર કરૂં તો મારે વેદના ઘણી, અંગમાં પ્રગટયા શશિભાણુઃ ઝા૦
પ્રેમના પટા લખાવીયા, સુરતા કરો મારા સ્યામ;
દાસ જીવણ એમ બોલીયા, ગુરૂએ ઠીક બતાવ્યો ઠામઃ ઝા૦

## બોધ.

### ઘોળ.

સદગુરૂ જગાડે તમે જાગો રે, ત્રિગુણી મોહ માયાને ત્યાગો રે.
કામના તો ડાકણ નાખે છે કરડી રે, મમતા મોહિની નાખે છે મરડી રે.
આશા તો વેરણ થઇને વળગી રે, તૃષ્ણા તો સાપણ નવ થાય અળગી રે.
લોભ તો ફેરાણીઓ થઇને ફસીયો રે, ક્રોધ તો સર્પ થઇને ડસીયો રે.
પરિવાર વરૂ થઇને વળગ્યો રે, વ્યવહાર વધતો નવ થાય અળગો રે.
નિર્ભ્રાન્ત નારીએ કીધો દાસ રે, પ્રવૃત્તિ લુંડીએ પાડયો ત્રાસ રે.
અવિદ્યાથી દેહ ધરામાં બૂડયો રે, સંગ તો કુસંગ કીધો કૂડો રે.
હવે તારૂં કોણ મુકાવે માન રે, ગુરૂ મળે જો સામર્થ્યવાન રે.
ત્યારે તારૂં મટે દેહઅભીમાન રે, આવે ગુરૂગમ પુરણ જ્ઞાન રે.
ત્યારે નિજ સ્વરૂપના સામે રે, જીવણ મુકિતતણાં રૂપ પામે રે,

---

## છોટમ.

### અન્યોકિત.

### મૃગ.

તું તો હરિ ભજ વિલંબ ન કર રે—રાહ.

તું તો મન રૂપી મૃગ વશ કર રે, ગુણવંતા જ્ઞાની;
તથા આત્મ કસ્તુરી ઉપર રે, ગુણવંતા જ્ઞાની. તું૦

એ મૃગની નાભી વિષે રે, પ્રણુવ કસ્તુરી સાર;
વિશ્વમાં ફેરે છે વાસના, પણ એ નથી લેતો લગાર રેઃ ગુ૦
દશ દિશ શોધે દોડતો રે, વિષયારણ્ય મોઝાર;
તેને વશ કરવા તને દીધાં, શ્રી ગુરૂએ હથીઆર રેઃ ગુ૦
સાતે સ્વરથી સોહામણું રે, જનમાં અનાહત જંત્ર;
ઉત્તમ નાદ એમાં વસે, એ છે મૃગ આકર્ષણુ મંત્ર રેઃ ગુ૦
નાદે મોહ્યો મૃગલો રે, આવીને આધીન થાય;
ભાન ભૂલે ભમવા તણું, તેથી જરી આઘો ન જાય રેઃ ગુ૦
મન મૃગ વશ જ્યારે બને રે, ત્યારે પ્રભુ વશ થાય;
પાપ તાપ ત્યારે ટળે, કહે છોટમ સુખીઓ થાય રેઃ ગુ૦

## ભમરો.

તું તો પ્રભુ પદ પંકજ ભજ રે, ભૂલેલા ભમરા;
બીજી તુચ્છ વાસના તજ રે, ભૂલેલા ભમરા. તું૦
વિશ્વાસ વાડી બહુ રંગની રે, આવી તને અનુકુળ;
કાળ પાંખડે તું ભમે તને, તેનું ન લાધ્યું મૂળ રેઃ ભૂ૦
આંખ અનુપમ તાહરી રે, ડોળા પચીશ હજાર;
ખટ પદ ને બે પાંખડી, સારી સુંઢ અણીદાર રેઃ ભુ૦
નવ તત્વે તું નિપન્યો રે, લેવા સર્વેનો સાર;
ભકિત મધુર રસ પરહરી, સારા લાગ્યા વિષય વિકાર રેઃ ભુ૦
ગુણુ ગુણુ કરી શું ગણગણે રે, સેને ગુણાતિત લક્ષ;
ગુણને તો કાળ ગળી જશે, જૂઠો જાણજે ગુણનો પક્ષ રેઃ ભુ૦
એક ઘડી આનંદમાં રે, જે ન ધરે હરિધ્યાન;
તે જન પામર જાણવા, જેવા સુવર કાગ ને શ્વાન રેઃ ભુ૦

આખો દિવસ એળે ખૂએ રે, ના કરે તત્વવિચાર;
જ્ઞાન પ્રકાશ ગમે નહીં, તે તો ઘુવડ જેવો ગમાર રે: ભૂ૦
સદગુરૂ સાચા શોધજે રે, ઓળખવા અવિનાશ;
છોટમ સર્જનહારને રે, એ તો પ્રગટ બતાવે પાસ રે: ભૂ૦

નગરી-

કાયા રૂપી નગરી રે, કીધી છે કોઇ કારીગરે;
મને માની મારી રે, મીથ્યા અભીમાન ધરે. કા૦
એક રોમ તારા અંગમાં જીવડા, તારૂં કર્યું નવ થાય;
ધણી થઇને ધંધો કરે, પણ કર્મે કરી બંધાય;
શિર પર સ્વામી રે, ડરતો નથી તેને ડરે: કા૦
નવે દરવાજે અમલ મનનો, જાગૃતમાંહિ જણાય;
સ્વપ્ન થયું ત્યારે પરવશ પડીયો, સુખ દુઃખ સહેતો જાય;
ભાન નથી રહેતું રે, નિદ્રામાંહિ જ્યારે ઠરે: કા૦
આવું છતાં પણ આપ ન શોધે, કરે ઘણો અહંકાર;
કુકર્મ કરી કષ્ટ જ સહે છે, મૂઆ પછી જમમાર;
વિચાર નથી કરતો રે, હું તો કોણ કોનો ખરે: કા૦
પોતાના ડહાપણમાંહિ પામર, પરધન હરવા પ્રવીણ;
તત્વવિચાર તારા ઉરમાં ન આવે, મૂરખ તું મતિહીણ;
કહેણ નવ માને રે, કુશીલ મત આગળ કરે: કા૦
જેની સત્તાએ મન મોજ માણે છે, તેની સત્તા ચૌદે લોક;
તે પ્રભુને નથી પાસે ઓળખતો, પામે છે હરખ ને શોક;
વિશ્વ રૂપી વાડી રે, રચી છે એની વિશ્વંભરે: કા૦
સુબાપણું જો મન તુજને સોંપ્યું, પ્રીતે પ્રજાને પાળ;

તને ઠગે છે સેવક તારા, તેને શોધીને ટાળ;
છોટમ સાધન કરી લે રે, તેથી ભવસિંધુ તરેઃ કા૦

## અવળવાણી.

રામગ્રી.

માનવ કોઈ માને નહીં, એવી વાત અનેરી;
હોય ગુરૂગમ જેહને, તે તો જો જો રે હેરી. મા૦
જળ વિના સિંધુ અગાધ છે, સઘળો તે ભરીયો;
પ્રૌઢ પવન મોજાં વિના, દિસે અદભુત દરીઓ: મા૦
એ દરીઆના બેટમાં, તરૂ એક વિજાતી;
શાખાઓ છે જુજવી, ફળની ભિન્ન ભાતીઃ મા૦
અદભુત પંખી અરૂપીઆ, એ વૃક્ષે રે વસીયા;
ભેળા રહીને ફળ ભખે, સહુ સ્વાદના રસીઆઃ મા૦
અકળ અનુપમ પંખીઓ, કરે તરૂવર માળા;
રૂપ રંગ દિસે નહીં, કરે શબ્દ રસાળાઃ મા૦
પત્ર પુષ્પ ફળ સહુ ખરે, ન ખરે તરૂઆદિ;
છોટમ એવા વૃક્ષને, જાણે બ્રહ્મવાદીઃ મા૦

## વર્ણન.

પ્રભાત.

એક કીરતાર આધાર સર્વે તણો, એ નિરાધાર ઓંકાર આપે;
વિવિધ પ્રકારની વિશ્વરચના રચે, સાધી સંબંધ માપે અમાપે. એ૦
સ્થૂળને સૂક્ષ્મની સાથ સંબંધ છે, વ્યક્ત અવ્યક્તનો સંગ સાધ્યો;
કાનને શબ્દની સાથ સંબંધ છે, નેત્ર ને રૂપ સંબંધ બાંધ્યોઃ એ૦

જીભને રસ વિષે નાકને વાસમાં, ચર્મને સ્પર્શસું પ્રીત તેવી;
એમ અપાર કૌશલ્ય અવિનાશનું, જીવ ને શિવ રચના જ એવી: એ૦
અગણિત અંડનો નાથ એ નિત્ય છે, શકિત ને સિધ્ધિ અનેક એમાં;
છોટમ ભાવથી એ પ્રભુ ઓળખે, બ્રહ્મ સુખભોગ આવે જ એમાં: એ૦

બોધ.

જીભલડી તને હરિગુણ ગાતાં—રાહ.

પ્રભુનો મારગ સહુથી સહેલો, એક અટપટું એમાં રે;
નિર્મળ મન પોતાનું કરવું, જ્યોતી પ્રકાશે જેમાં રે; પ્ર૦
ધનુર્વેદીની જેવી ધારણા, અધરી જાણો એમાં રે;
હેઠે તાકે ઉપર વિંધે, ખરી ચાતુરી તેમાં રે; પ્ર૦
ભૂમિ ઉપર તો ભૂચર ચાલે, એમાં વિધ્ન અનંત રે;
બ્રહ્મપંથ તો છે ખેચરનો, ચાલી શકે કોઇ સંત રે: પ્ર૦
અનુભવ આંખ સુરતની સીડી, સદગુરૂ હોય સાહાય રે;
કહે છોટમ જો સાધક સાચો, બ્રહ્મધામમાં જાય રે: પ્ર૦

---

જે કોઈ પ્રેમી અંશ અવતરે—રાહ.

રે શું સમજ્યો વૈષ્ણવ થઇ, અવિદ્યા જો અળગી નવ ગઈ. રે૦
જ્ઞાન વિરાગ ગમે નહીં ગાતાં, રાસકથાના રસીઆ;
કામ ક્રોધ મદ લોભ ગર્વ છળ, અંતરથી નવ ખસીયા: રે૦
તન મન ધન દારા ઘર તારૂં, બ્રહ્મસમર્પણ કીધું;
પાપ કર્મ તો પામર જીવડે, પોતે માથે લીધું: રે૦
હીંગ તજે પણ હરામ ન તજે, નિરખે કોઇ પરનારી;
લસણ તજે પણ લાંચ ખાય છે, ન તજે ચોરી જારી: રે૦
જરને લોભે જૂઠા સોગન, ખાતાં પણ નથી બ્હીતા;

જૂઠી સાક્ષી જાય પૂરવા, ગટ્ટ ઉપાડે ગીતાઃ રે૦
છાપા તિલક તાણીને અંગે, મંડળીઓમાં માહાલે;
ગુપ્ત વાત અંતરમાં રાખી, ઘણાકનાં ઘર ઘાલેઃ રે૦
એકાદશીનું વ્રત આચરે, ફરાળ સારૂ ફાકે;
ઉપર ચોખ્ખા અંતર મેલા, પરધન હરવા તાકેઃ રે૦
એક પ્રભુને ઉરમાં ધારી, પરમારથ આચરવું;
નિતિનો મારગ ઝાલીને, ભાળી ડગલું ભરવુંઃ રે૦
એમ વિચારી જે જન ચાલે, ધર્મ તેહનો સાચો;
કહે છોટમ પ્રપંચી મારગ, જાણો સર્વે કાચોઃ રે૦

---

ખોટું શું ખેલો છો રે, કોપ થશે કર્તાનો;
નિયમ જેણે બાંધ્યા રે, નાશ કરે નરતાનો. ખો૦
ખોટું ખડ જ્યારે ઉગે ખેતરમાં, તેને ખોદી નાખેછે તતખેવ;
સારાનું રક્ષણ સારૂં કરે છે. એવી ધરણીધરની ટેવ;
ભુંડું કરવું મૂકો રે, ભય રાખો ભર્તાનોઃ ખો૦
કણ મધ્યેથી જેમ કાંકરા કાઢે, ઘુપ મધ્યેથી જેમ છાસ;
નઠારાને સહુ નાખી જ દે છે, એવો છે અવિનાશ;
ખોટાને ખંડે રે, હિસાબ એવો છે હર્તાનોઃ ખો૦
આ જગતમાં જેણે આપણને સર્જ્યા, તેને ગમે છે જ્ઞાન વિવેક;
દાન દયા સત્ય ઇશ્વરની ભક્તિ, એવી જોઇએ મનુષ્યને ટેક;
સરણાગતને તારે રે, પંથ એવો તરતાનોઃ ખો૦
ચચળ મન તેને નિશ્ચળ કરવું, ધરવું પ્રભુનું ધ્યાન;
સારા ને નરતાનો શોધ કર્યેથી, નિપજે નિર્મળ જ્ઞાન;

છોટમ કરે કામે રે, ફેર મટે ફરતાનોઃ ખો૦

———

## ૬૨૬.

## અન્યોક્તિ.

### ગરબો.

સારૂં સારૂં રે સુરત શહેર, મુંબાઇ અલબેલી—રાહ.

અનુભવી જન આવો આજ, ગરબે રમવાને. અ૦
પાંચ તત્વનો ગરબો બનાવ્યો, દ્વાદશ છીદ્ર વિશાળ રે;
ચિત્ત ચૈતન્ય માંહિ દીવો ચમકે, ગુણ રચના રંગ લાલઃ ગ૦
સતસંગતની મોટી શેરી, ત્યાં ગરબો જઇ મૂકયો રે;
મનુષ્યા દેહની શરદ રૂતુ છે, એ તક રખે કોઇ ચૂકેઃ ગ૦
અધીકારી થઇ ગરબે રમજો, સાધન ધરી શૃંગાર રે;
તત્વ જ્ઞાનની તાળી લેજો, ગાજો સાર અસારઃ ગ૦
મહાપદ જોઇ જોઇ પગલાં ભરવાં, ચિત્ત ચૈતન્યમાં ધરવું રે;
જીવન મુકત થઇ ફુદડી ફરવી, જ્ઞાન ગલીમાં ગરવુંઃ ગ૦
જનક સનક શુકદેવ રમ્યા તે, પામ્યા પદ નિર્વાણ રે;
જન્મ મર્ણને ઝટકા દેવા, કંઇ ધરે તે ધ્યાનઃ ગ૦

### પણુંન.

અનુભવી જન ચાલો આજ, મહાપદ જોવાને. અ૦
મહાપદ લેવું ને બ્રહ્મમાં ભળવું, ગળવું આતમજ્ઞાન રે;
જોગી જતી સન્યાસી જેનું, હરનિશ રાખે ધ્યાનઃ મ૦
ઇડા પિંગલા સુષુમન સાધો, સોહં જપવો જાપ રે;

નયન નાસિકા ઊપર રાખો, નિર્ભય આપો આપ: મ૦
મૂળદ્વારને બંધ કરીને, શ્વાસોશ્વાસ ચઢાવો રે;
ખટ ચક્રોને વીંધી કરીને, ત્રિકુટી ઠીક ઠરાવો: મ૦
મન પવનને વશમાં રાખી, નાભીકમળથી ફરવું રે;
પશ્ચિમની ખડકી કરી ખુલ્લી, મેરૂદંડથી ચઢવું: મ૦
અનહદ નાદ ગગનમાં ગાજે, અનહદ તેજ અપાર રે;
રવિ શશિ જ્યાં ઝાંખા દિસે, દિસે અગમ વિચાર: મ૦
સહસ્ત્રદળમાં ઝળહળ જ્યોતી, ઝળકે તેજ પ્રચંડ રે;
જીવ નહીં તે મહાપદ જોજો, કર્કે છે આપ અખંડ: મ૦

---

પ્રેમની પીડા તે કોને કહીએ રે, એ મધુગર—રાહ.

જીવ શિવમાં શો ફેર છે, જોને મન. જી૦
તારી અવિદ્યા ને તેની છે માયા, વાસ્તવમાં શું વેર છે? જો૦
તું નથી મરતો તે નથી અવતરતો, અમર થવાની એ તો પેર છે; જો૦
સત ચિત્ત આનંદ જો સરખાવી, જડ દુઃખ મીથ્યા ઝેર છે; જો૦
કરક સડક એ રખે તું મૂકતો, સદગુરૂની ઘણી મ્હેર છે; જો૦

---

શિવ થતાં શી વાર છે, જીવ તને? શિ૦
હું મારૂં તજવું ને પ્રભુ પ્રભુ ભજવું, જૂઠો સકળ સંસાર છે; જી૦
વૈરાગ્ય રાખવો ને બ્રહ્મરસ ચાખવો, રહેવું પરાની પાર છે; જી૦
સાર અસાર વિચાર કરી લેવો, એમાં શું મોટો ભાર છે? જી૦
સત ચિન્ત આનંદ જોવો સરવમાં, જડ દુઃખ મીથ્યા માર છે; જી૦
સહજ ઉપાયે પણ રહેવું સીધા, માર્ગ ખાંડાની ધાર છે; જી૦
નિજ સ્વરૂપ માની નિર્ભય થાવું, ત્યાંથી તે કોણ કાઢનાર છે? જી૦

કર્ક રહેવું બેધડક થઇને, શિવ સહુનો સરદાર છે; ૭૦

---

# કેશવલાલ.

## અન્યોક્તિ.

### હોડી.

કાફી.

શામળીઆ શઢ તૂટયો રે, હોડી હવે હાલે નહીં;
આ ભવસાગર કેરા રે, ઝપાટા ઝાલે નહીં. શા૦
ભવસાગરના ભર દરીઆમાં, હાલક લોલક થાય;
નીરમ ન મળે નાથ વધારે, પવને પાછી જાય;
ડામણુ ક્યાંથી દઇએ રે, કુવા થંભ કયાં છે અહીં ? શા૦
ભાર ભર્યો છે નાથ વધારે, પાણી પેસે માંહિ;
હાથ હલેસાં કામ ન લાગે, અન્ય ઉપાય ન કાંઇ:
હોકાની હુશીઆરી રે, હરિ હરિ જાતી રહી: શા૦
નાવિક મૂર્ખ નમાલો માધવ, અધિક કરાવે કાશ;
સાહાયકારક સખા હતો, રે તે પણ પામ્યો છે નાશ;
મારી કર્મ કાહાણી રે, હરિ નહીં જાય કહી: શા૦
આ ધમઘોર ઘટા ચઢી આવી, તેમાં છે તોફાન;
ઉપર આભ તળે છે પાણી, ભૂલ્યો ભૂધર ભાન;
દામોદર ડૂબું છું રે, સંકટ સર્વ સહી: શા૦
વિજળીઓના થાય કડાકા, અતિ અંધારી રાત;
સુકાન કામ કરે નહીં કાંઇ, હરિ હવે ઝાલો હાથ;

વાર કર્યે શું વળશે રે, અધવચ આમ અહીં ? શા૦
શરણાગત પાલક છો ત્યારે, ચિંતા શાને હોય ?
જગજીવન જાણું છું સઘળું, ધીરજ ન રહે તોય;
કેશવ કયાં સંતાણા રે, અવસર જાય વહી ? શા૦

## મૃગ.

ચોપાઇની ચાલ.

આંખ ઉઘાડ મનોમૃગ મારા, કર્મ કઠણ કેવાં છે તારાં ! આં૦
આ ભવ જંગલ અંત ન આવે, સુખ લેવા લાલચ લલચાવે,
ચિંતા તાપ તણો તડકો, કામાદિક તસ્કરનો ફડકો; આં૦
ધામ ધરા ધન જન કંટાળા, તેમાં પણ લાગે છે જવાળા,
પાછળ કાળ પડયો પારાધી, મણું સમય સાધકને સાધી; આં૦
મમતા મૃગજલ કામ ન લાગે, ભુરાયું થઇને કયાં ભાગે?
કયાંય નથી શીતળ સુખ છાયા, આ સઘળી ઉભરાણી માયા; આં૦
મોહ વિષે પડ મા પડબારું, શાન્ત કરે તે જળ છે ન્યારું,
આડ ધડે તું અથડાઇ મરશે, તોપણ કોઇ ભલું નહીં કરશે; આં૦
આવ બતાવું સદ્ગુણ વાડી, શમ દમ સુર તરૂ વાળી ઝાડી,
શાન્તિ સરોવર લે જઇ શોધી, ત્યાં નહીં આવે કોઇ વિરોધી; આં૦
સરળપણું સરડક છે સારી, વિનયપણું છાંટેલું વારી,
પરઉપકાર શિખર પર જાજે, પુણ્ય પવિત્ર પવન બહુ ખાજે; આં૦
દાન દયા દ્રો ખડને ચરજે, તાપ વિવેક વડે પરહરજે,
કેશવ વાર લગાડ ન લેવા, શ્રી હરિનામ અલૌકિક મેવા; આં૦

## તંબુરો.

તૂટયો મારો તંબુરાનો તાર,
ભજન અધુરૂં રે, રહ્યું ભગવાનનું. તૂ૦

એક તૂટતાં બીજા રે, તાર અસાર છે, જીવાળીમાં નહીં હવે જીવ;
પારા પડયા પોચા રે, નખલીઉં નામનું: તૂ૦
તરડ પડી છે રે, બાતલ તુંબડે, લાગે નહીં, ફૂટી જતાં વાર;
ખુંટીનું ખેંચાવું રે, કાંઇ ન કામનું: તૂ૦
રંગ ચઢેલો કાચો રે, કહો તે કેમ રહે, થોડી ઘણી પોચી પડી જાય;
ખેલ બગડતાં ખાસો રે, ભાન ન તાનનું: તૂ૦
સ્વર મેળવીએ શેમાં રે, તાલ બેતાલ છે, ઢોલકમાં પણ કાંઈ ન ઢંગ;
બંધ થયું છે બારૂં રે, હરિરસપાનનું: તૂ૦
ખરચી હવે ખૂટી રે, બુટ્ટી હવે બીજી નથી, હરિ હવે ઝાલો તમે હાથ;
કહું છું કામ ન મારે રે, ધન જન ધામનું: તૂ૦
કેશવ હરિની કરણી રે, કોઇ ન જાણી શકે, વાણી મન પાછાં વળી જાય;
બળ ચાલે નહીં એમાં રે, મહા બળવાનનું: તૂ૦

## હોરી.

ખેલ ખેલો તો ખેલો વિચારી,
એવો સમય ન મેલો વિસારી. ખે૦
માનવ જન્મ વસન્ત સમય છે, આજ સુઘડ નરનારી;
વીત્યો વૃથા તો ફરી નહીં આવે, એથી ખરી શી ખુવારી ?
રહે ભવનો ભય ભારી: ખે૦
નીતિ સરોવર નિર્મળ જળનું, નાખે મલિનતા નિવારી;
ફુલ અને ફળ રૂપ સુસાધન, અત્યંત આનંદકારી;
નિરંતર અતિ ગુણકારી: ખે૦
સંતોષ મંદ સુગંધી સમીર છે, પ્રેરક તેના પુરારિ;
તાપ ત્રણેય તરત તે ટાળે, તન મનને ઠીક ઠારી;

અનુમતિ એમ અમારી: ખે૦
સત્સંગ કેસર રંગ કેસરી, પ્રીતિ પરમ પીચકારી;
સદ્ગુણ રૂપ ગુલાલ લાલથી, વૃત્તિ રમાડો તમારી;
ઉડાડી વિનય રૂપ વારી: ખે૦
રમતાં ને જમતાં રામરટણે, પ્રેમ પવિત્ર વધારી;
શમ દમની શુભ સરળ રીતિએ, સંચરવું સુખકારી;
અવર રીતિ સર્વ નઠારી: ખે૦
ઉત્તમ અત્તર તેગ અરગજા, ચંદન તો ચિત્તહારી;
શુધ્ધ સદાચાર સંપ સરળતા, તે સુખ સર્વની બારી;
હૈયે હોય જો હોશીઆરી: ખે૦
નારી નિવૃત્તિ કરી પ્રાણપ્યારી, મોહ મમત્વને મારી;
હરિ હરને ચર્ણે ચિત્ત ચોડો, જેમ હુકમ સરકારી;
કહું કર બેય પસારી: ખે૦

## વર્ણન.

મહીદીપની ચાલ.

હું અખંડ એક નિત્ય, ચિદઘન અવિનાશી;
કલ્પિત જડ સકળ દૃસ્ય, જાળનો વિલાસી. હું૦
પૂર્ણ કામ છું સમાન, ધર્મ રૂપ ધાતા;
વિવિધ જગતજાળનો વિચારથી વિધાત.: હું૦
સકળ દૃસ્ય અવધિએ સદૈવ છે વિનાશી;
આદિ અંત મધ્ય માંહિ, હું રહ્યો નિકાસી: હું૦
નિર્વિકાર, નિરાકાર, છું સ્વયં પ્રકાશી;
વિશ્વમાં વસાવનાર, મુક્તિપુરી કાશી: હું૦

બ્રહ્મા ભવ ઇંદ્ર દેવ, કોઈ નથી ન્યારા;
લોક લોકપાલ સૂક્ષ્મ, દૃષ્ટિ જડે મારા: હું૦
દેશ કાળ વસ્તુનો ન, ભેદ ભાઈ મારે;
જાગૃત કે સ્વપ્ન કે શુસુપ્તિ હોય કયારે ? હું૦
દ્વૈત ભાસ ભ્રાન્તિ માત્ર, છે વિવર્ત રૂપે;
શુદ્ધ બુદ્ધ મુક્ત સદા, નિશ્ચય સ્વરૂપે: હું૦
ધ્યાન અને ધ્યેય અને, ધ્યાતા નહીં નોખો;
વાણી ચિત્તથી અતિત, હું અતુર્ય ચોખ્ખો: હું૦
કેશવ હરિરામ કૃષ્ણ, નામથી ગવાઉં;
સ્થિર સદૈવ પરમધામ, થાઉં કે ન જાઉં: હું૦

---

## પ્રેમદાસ.

### અંતરઅર્થ.

#### યજ્ઞ.

ભૂતળ ભક્તિ પદારથ—રાહ.

યજ્ઞ અધ્યાત્મ માન કર્મ તે, યજ્ઞ અધ્યાત્મ માન રે;
વેદી શરીરોત્તર વેદી નાસિકા, કર્મ સમીધ મન જાણ રે. ય૦
વાસના શુભાશુભ હવિષી રૂપે, યજ્ઞ બ્રહ્માગ્નિ જ્ઞાન રે;
રૂત્વિજ વાણી બુદ્ધિ પત્નિ, આત્મા આપ યજમાન રે: ય૦
અહંકાર અદ્વર્યું ચિત્ત જ હોતા, બ્રહ્મા સ્વરૂપે પ્રાણ રે;
સદસ્યા તે તો તન્માત્રા છે, અતિપ્રસ્થાતા અપાન રે: ય૦
શાસના આશા એડા જીવ્હા, પ્રસ્તોતા છે વ્યાન રે;

સ્થાન મુર્ધ્નિ દ્રોણ કલશ છે, મિત્રાવરૂણ સમાન રેઃ ય૦
જ્ઞાન ઇંદ્રિ તે પાત્ર યજ્ઞના, ઉદ્‌ધાતા રૂપ ઉદ્દાન રે;
મન રથ ગ્રીવા ધારા પોતા, કેશ દર્ભ પશુ કામ રેઃ ય૦
વામ કર છે આજ્યસ્થાલી, દક્ષિણ કર શ્રુવસ્થાન રે;
આજ્ય ભાગ છે ચક્ષુ સ્વરૂપે, આઘારો શ્રોત્રનું નામ રેઃ ય૦
પાંચ ભૂત પ્રયાજા સ્વરૂપે, તત્વ અનુયાજ્યા ઠામ રે;
સૂત્ર સ્વરૂપે વાકહ્રદય આપે, તાલુ અધર પ્રમાણ રેઃ ય૦
પત્નિ સંયોજા દયા ને શાન્તિ, યુપ ઓંકાર નિશાન રે;
યુપક રસના છાષ્ટ અહિંસા, સ્વાહાકાર સોહં ભાન રેઃ ય૦
તમ રજ સત્વ વિષ્ણુ બ્રહ્મા રૂદ્ર, ઇંદ્ર અર્યપદ જ્ઞાન રે;
પ્રારબ્ધ બ્રહ્મભોજ ત્યાગ દક્ષણા, આતીથ્ય અનુભવ આન રેઃ ય૦
શ્રેય મોક્ષ ષટકાર નિવૃત્તિ, અવભ્રથ મર્ણ છે સ્નાન રે;
પ્રેમ સમાપ્તિ વિદેહ મોક્ષ છે, તે બ્રહ્મ યજ્ઞ નિર્વાણ રેઃ ય૦

## માળા.

### કાલીંગડો.

ભજ મન મૂરખ માળા, એવી ભજ મન મૂરખ માળા;
સોહં જાપ જે અજપા જપીને, પીવા પ્રેમના પ્યાલા. એ૦
મહતત્વાદિ આઠ એકસો, મણકા ભૌતિક ખ્યાલા;
પ્રકૃતિ પુરૂષ સુમેર અનાદિ, સૂત્ર રૂપ નંદલાલાઃ એ૦
ગોપાળ સૂત્રમાં મણકા વ્યાપે, મણકામાં ગોપાળા;
મણકા તત્વમાં અટક ખટક છે, ગોવિંદ સદા નિરાળાઃ એ૦
સ્થૂળ સૂક્ષ્મ કારણ તુર્યા ને, સમરસ સ્વર્ગ પાતાળા;
અચળ રૂપમાં સચળ જીવ છે, ભટકે મૂરખ ઠાલાઃ એ૦

હં સં સં હં ગતિ કુદરત છે, જડ ચૈતન્ય ઉજીઆલા;
પ્રેમ માળાનો ભેદ જે સમજે, તેનાં ખૂલ્યાં છે બ્રહ્મતાળાં: એ૦

## ઉપવિત.

ભૂતળ ભક્તિ પદારથ—રાહ.

ઉપવિત અંતર વ્યાપે નિરંતર, સ્થૂળ સૂક્ષ્મ કારણમાં માન રે;
ત્રણ ગુણ ત્રિમાત્રે ગુંથ્યા તંતુ, ધારે છે અહં અભીમાન રે. ઉ૦
વિશ્વ વ્યષ્ટિ વૈરાટ સમષ્ટિ, વ્યષ્ટિ સમષ્ટિ પ્રાણ રે;
તેજસ વ્યષ્ટિ હિરણ્યગર્ભ ને, વ્યષ્ટિ સમષ્ટિ વ્યાન રે: ઉ૦
વ્યષ્ટિ પ્રાજ્ઞ ને ઇશ સમષ્ટિ, વ્યષ્ટિ સમષ્ટિ અપાન રે;
એ તંતુ નવ ગુણે તેવડી, વીશ સાત પ્રમાણ રે: ઉ૦
પ્રકૃતિ પુરૂષની ગ્રંથી અંતર, નેત્ર કંઠ હૃદય છે સ્થાન રે;
વ્યાપક બ્રહ્મ કપાસ સ્વરૂપે, તે તું પોતે નિર્વાણ રે: ઉ૦
ઉપનેન તજી મુખ્ય નેન વિચારો, લક્ષ રૂપ તે તો વિજ્ઞાન રે;
સોહં હંસ સ્વરૂપ આધાર સૂત્રનો, વ્યાપે સર્વેમાં સમાન રે: ઉ૦
જાણે ન અંતર આપ જનોઇ, મૂરખ મૂઢ અજાણ રે;
પ્રેમ ઉપવિતને ધારે ગુરૂગમથી, સ્થાવર જંગમે સમાન રે: ઉ૦

## ગાયત્રિ.

ગાયત્રિ ઘટમાં માન ખરી મન, ગાયત્રિ ઘટમાં માન ખરી;
ગય પ્રાણના ત્રાયણ રક્ષણ, અઘ ઓઘની માન અરિ. ગા૦
વાહન સોહં હંસ વહે છે, શકિત બ્રહ્માણી ચિદવરી;
ભુ:સ-તા સન્મુખ સર્વમાં, ભુવ: વ્યાપે પ્રકાશ કરી: ગા૦
સ્વસુખ રૂપ નિરતીશય પોતે, તત્ સચ્ચિદાનંદ ભાવ ધરી;
સવિતા પ્રસવે સ્ફુર્ણ સકલ આ, વર્ણો-તમ તનમાં પ્રસરી: ગા૦

ભગ઼ંજ્ઞાન અવિદ્યા દહન કરી, દેવ પ્રકાશે સ્વયં હરિ;
ધાતા રૂપે કરી ધારણા, નિરખી ધ્યેય બુધ્ધિ આપ ઠરીઃ ગા૦
આપ રૂપથી વ્યાપક પોતે, જ્યોતીની જ્યોતી વિસ્તરી;
રસભાવે છે સમાન સર્વમાં, અમૃતે જન્મ ન થાય ફરીઃ ગા૦
તુર્યાતિત અદ્વૈત ચિદાનંદ, નિરખી અહંતા દ્વૈત ટળી;
પ્રેમ ગાયત્રિ ગુરૂગમ ઘટમાં, અલખ રૂપથી સભર ભરીઃ ગા૦

## વર્ણન.

ભૂતળ ભકિત પદારથ—રાહ.

અધિષ્ટાન વિષે અધ્યસ્ત જગત, અધિષ્ટાન વિષે અધ્યસ્ત રે;
જેમ ગગનમાં ભાસે નીલતા, જગત એવી છે વસ્ત રે. અ૦
રવિપ્રકાશે તમ જેમ નાસે, તેમ જ્ઞાને અજ્ઞાનનો અસ્ત રે;
એમ અધિષ્ટાને જગત નવ ભાસે, વસ્તુ નાવે દૃષ્ટ રેઃ અ૦
અજ્ઞાન લેશ રહેશે કર્મસંજોગે, જો હોય ભોગ અદૃષ્ટ રે;
ભોગ જોગથી ભાસે વર્તે, નવ માને પણ સ્વસ્થ રેઃ અ૦
નિજાનંદ રૂપની દૃષ્ટિ કરીને, કલ્પિત પેખે સમસ્ત રે;
પ્રેમ સ્વરૂપે બ્રહ્મ અખંડ તું, સ્વચ્છંદ સદા અલમસ્ત રેઃ અ૦

મહીદીપની ચાલ.

અમે તમારા તમે અમારા, અળગા કેમ થાશું?
જળ તમે તરંગ અમે, પછી કયાં આગે જાશું ? અ૦
આશો મૃતિકા રૂપ તમે, ઘટ અમે કહેવાશું;
ઘટનું રૂપ ભંગ થતાં, આપમાં સમાશુંઃ અ૦
તલ અમે ને તેલ તમે, પયમાં ઘૃત લેશું;
ચંદન અમે સુગંધ તમે, અમે પ્રસારો સહેશુંઃ અ૦

સ્વર તમે ત્યાં વ્યંજન અમે, ઓતપ્રોત રહેશું;
વર્ણ તમે નામ અમે, વારવાર કહેશું: અ૦
અમે ઘાટ હેમ તમે, રચન બન્યું ખાસું;
જ્ઞાન તમે વસ્તુ અમે, શાકર મધુર ગાશું: અ૦
અમે તમે તો એક રૂપ, વદોની કોને ઘાશું ?
આનંદ તમે પ્રેમ અમે, એક રૂપે ભાસું: અ૦

---

## મૂળદાસ.

### અન્યોક્તિ.

### ચુંદડી.

ઘોળ.

સુંદર વરની ચુંદડી, માંહીં છે આતમરામનો આંક,
ઓધ્ધારણ ચુંદડી. સું૦
તપ તીરથ મેં બહુ કર્યાં, ને વ્રત કર્યાં અપાર;
ભગવત ભવાની બહુ ભજ્યાં, રે મારે હરિવર મળવાની આશ: સું૦
બ્રહ્માએ વણ વાવીયાં, ને વીણે ચારે વેદ;
સનકાદિકે સુતર કાંતીયાં, રે તેનો કોઇ ન જાણે ભેદ: સું૦
ત્રિગુણ તાણ્યો તાંતણો, માંહિ પ્રેમના રસ પાણ;
સુરત સુરતની નળી ચાલી, રે એના વણનારા સંત સુજાણ: સું૦
ચારે મુગટના ખુંટા રચ્યા, માંહિ તાણાના રંગ પાંચ;
ચોવીશું સાળે ચઢ્યું, રે માંહિ વિવેક વિચારનું રાસ: સું૦
વિદુર વ્યાસે રંગી ચુંદડી, ને શુકદેવે પાડી ભાત;

બહુ બુદ્ધિએ બુટ્ટા જડ્યા, રે એની જુજવી જુજવી જાતઃ સું૦
ગુરૂએ ઓઢાડી મુને ઘાટડી, ઉપર સુંદર શ્રીફળ ચાર;
શ્રીગુણ સાથે સગાઇ કરી, રે મારા પુણ્ય તણો નહીં પાર: સું૦
વિવેક વિવાહ રચ્યો, માંહિ વૈરાગ્યનાં રે લગન;
પ્રભુજી પિયુ પધારીયા, રે મારૂં મોહે ભરાણું છે મનઃ સું૦
મન કર્મ વચને માયરૂં, મેં મેલી લોકની લાજ;
હાથેવાળો હરિસું ગ્રહ્યો, રે મધ્ય મંડપમાં મહારાજઃ સું૦
ચાર તે જુગની ચોરી રચી, માંહિ મન છે ખેતરપાળ;
બ્રમ હુતાશન પ્રગટીયો, રે માંહિ વાણી તણી વરમાળઃ સું૦
કર્મ કાષ્ટનો હવન કીધો, ને મંગળ વર્ત્યાં ચાર;
પિતાજીએ દાન બહુ દીધાં, રે અમે કોડે જમ્યાં કંસાર: સું૦
રાતો રંગ રહેણી તણો, એનો પૂરણ લાગ્યો પાસ;
અનંત જુગે રંગ નહીં ઉમટે, રે ગાયે છે સંત મૂળદાસ: સું૦
અખંડ એવાતણ વર હું વરી, ને પરણીને રાખ્યા પાસ;
જે જન ગાયે ચુંદડી, રે તેનો હોજો વૈકુંઠવાસઃ સું૦

---

## લખીરામ.

### અન્યોકિત.

### પ્યાલો.

કાફી.

રે પ્યાલો મને પાયો રે, ગુરૂએ કરૂણા કરી રે કરી;
આ દેહમાં દરશાણા રે, આપે એ તો હરિ રે હરિ. રે૦

પહેલો પ્યાલો લખીરામનો, જુગતે પાયો જોઇ;
કુંચી બતાવી દેહ તણી, વ્હાલે કળા બતાવી કોઇ;
ત્રિકુટી તાળાં ખોલીયાં, સન્મુખ દેખ્યા સોઇ;
એવું નગર બધું નિહાળી રે, જોયું મેં તો જરી રે જરીઃ રે૦
બીજે પ્યાલે બુદ્ધિ વાપરી, કાંક બેઠી સંતની છાંય;
વેળા રૂપી વિનવું મારે, જોતાં જમીન આસમાન;
આ દેહમાં દરશાણા, સાચા સદ્દગુરૂ શ્યામ;
એવી લગની મને લાગી રે, હું બેઠો ધ્યાન ધરી રે ધરીઃ રે૦
ત્રીજે પ્યાલે ત્રણ ગુણ, પાંચ તત્વ પ્રકાશ;
શૂન્યમંડળમાં શ્યામ બિરાજે, અલખ પુરૂષ અવિનાશ;
નવે ખંડમાં નાથજી, રવિ ઉગ્યાની આશ;
એવી અગમ નિગમની ખબરૂં રે, ગુરૂએ આલી ખરી રે ખરીઃ રે૦
ચોથે પ્યાલે સાન કરી, મારે હરિએ બતાવ્યા હાથ;
એકવીશ બ્રહ્માંડ ઉપરે, મારે ગુરૂએ બતાવી વાત;
એ વાતના નશા થયા, તવે ત્રુઠયા નાથ;
એવી અમારી ને ઉપરે રે, કેશવ કરૂણા કરી રે કરીઃ રે૦
પાંચમે પ્યાલે સંપૂરણ થયા, ભેટયા ભૂધરરાય;
હૃદયે રવિને વખાણતાં, જોતાં રજની જાય;
અખંડ ધારા મેહુલા ઉતરે, ગેબી ગર્જના થાય;
એવાં સમાધિનાં સરવડાં રે, ઝરમર નૂરી ઝરી રે ઝરીઃ રે૦
છઠ્ઠે પ્યાલે સદ્દગુરૂ મળ્યા, પૂરણ પામી ધામ;
ઘણા દિવસથી ઢુંઢતી, મારે ગુરૂએ બતાવ્યાં ગામ;

રામદાસ પ્રતાપે લખીરામ, વહાલાનો જોયો વિશ્રામ;
એવા પ્રભુ ચરણુમાં રાખજો રે, ફોકટ થાકયો ફરી રે ફરી: ૨૯

## મુક્તાનંદ.

### વર્ણન.

ધોળ.

ઉપનિષદનાં સરવડાં વરસે, અનુભવી જ્ઞાની ત્યાં વિજળી પરસે,
કૈવલ્યમાં શુદ્ધ ચૈતન્ય દરશે, તો સાતમી ભૂમિકા માળ ત્યાં રે.
ધાતા દેવનો ગર્ભ જ ગળીયો, ત્વ પદ તત પદ અસિ પદ મળીયો,
વિધિ નિષેધ નોક પાસે ટળીયો, તો નિર્ગુણ મારગ ચાલતાં રે.
જીવનમુક્ત દશા છે સારી, આત્મારામ સદા સુખકારી,
ભામણાં લઇને જાઉં બલિહારી, તો મરજીવા કોઇ એના ભોગી રે.
સંશય રૂપી સર્પ ન ડસીયા, મન વાણીથી અગોચર વસીયા,
સહજાનંદ સમાધિના રસીઆ, તો અણુલિંગી અવધુત યોગી રે.
વંકનાળનાં સાધન સમતે, એક ઉઠયો રજની આથમતે,
વેદના પુસ્તક ઉપર રમતે, તો સાક્ષાતકારે શોભીએ રે.
ફળ રૂપ ચૈતન્યમાં જોતે, સાક્ષાતકાર સદોદિત હોતે,
સત ચિત્ત આનંદ રૂપ થઇ પોતે, તો સ્વયં પદ માંહિ લોભીઆ રે.
નેતી તેતી ચાર વિશેખે, શાખા ચંદ્ર ના હોય અલેખે,
મુકત ખેલેછે અવધુત વેશે, તો દેહનો ભાર ન ધારતાં રે.

## પીતાંબર.

### અન્યોકિત.

લગન.

સદ્ગુરૂરાજ લગન લેઇ આવ્યા, સર્વ સંસારથી મુજ મન ભાવ્યા,

પ્રેમ આરતી મોતીડે વધાવ્યા, તો ભાગ્ય ભળ્યાં પેલા ભવ તણાં રે.
શબ્દ રૂપી ચાંદલીઆ ચોડયા, નિવૃત્તિ કન્યાસુ વિવાહ જોડયા,
કામ ક્રોધ ભય સર્વે મોડયા, તો વિવાહ કર્યા જુગતે કરી રે.
ગગનમંડળ વચ્ચે માંડવો રોપાવ્યો, પચરંગી રંગે રંગાવ્યો,
અમીરસ રૂપી દોરીએ બંધાવ્યો, તો છાયો કાયા તારસુ રે.
હૃદયામાંહિ વર તોરણુ આવ્યો, અનેક રીતો સંપૂરણ લાવ્યો,
સુરતા સખીએ ફુલડે વધાવ્યો, તો નિરખ્યા નાથ નયણાં ભરી રે.
સુખમણ વેવણ પોંકણુ આવી, પાંચ પચીશ ગાનારીને લાવી,
ઇડા પિંગલાનાં બીડીઆં વધાવી, તો પોંકણુ પોંકે પ્રેમસુ રે.
એ માંડવાની શોભા છે સારી, રત્ન જડીત ઝરૂખા ને બારી,
અનેક કોટીએ જ્યએ ઓવારી, તો અખંડ જ્યોતી જળહળે રે.
નિવૃત્તિ કન્યા પધરાવો, શબ્દ સમેટી હૃદયમાં લાવો,
વૈરાગ્ય કેરી ધુણી રચાવો, તો અનહદ વાજાં ગડગડે રે.
ભજન કરી જેણે હરિ વર વરીયા, આવાગમનના ફેરા ટળીયા,
કહે પીતાંબર સદગુરૂ મળીયા, તો અખંડ ચૂડો પહેરીયો રે.

# તોળી.

## વર્ણન.

હાલોને દેશ અમારે રે જી, ભોળો શંભુ શકિતનો નાથ;
વાસો વસે ને વરસે મોતીડાં હો જી. હા૦
આઇ રે પડદે રે હાલે પદમણી રે જી, પાગે પદમ ઝરે;
વહાણે ચઢયો વહેવારીઓ રે જી, સાચા હીરલાને કાજ: હા૦
હીરલો પડયો બજારમાં, અંધા અંધા અથડાય;

કોઈ છે હીરલાનો પારખુ, હીરલો લીએ ઉઠાય: હા૦
ગગનગુફામાં વરસતાં, વરસે મોતીધાર;
ફટકાં મોતીડાંનો સંગ છોડજો, ફટકાં ફૂટી ફૂટી જાય: હા૦
ચોપટ ઢાળીયા શૂન્યમાં, પાસા લીધા ઉઠાય;
પોબારા તમે નાખજો, હાથો હાથ મેળાય: હા૦
રણુસિંહ રાવત અને ખેમરો, માંહિ બાળીનાથ પીર;
તુગી કઠીઆણી બોલીયાં, અલક પાર ઉતાર: હા૦

# પ્રેમનાથ.

## અન્યોક્તિ.

### ખેતર.

હરિ ભજન વિના—રાગ.

કોઇ ખબર કરો, તન ખેતરને ખેડો વસણી જાય છે;
ગુરૂગમ જોયા વિના, ખેતર ખડને જોરે ઝાંખું થાય છે. કો૦
તારા હૃદયામાં હળ ફેરવજે, ઘણો ભાવ કરીને ખાતર ભરજે,
માંહિ પાકે હીરલા વાવરજે; કો૦
માંહિ પાંચ તો સમડીનાં ઠુંઠાં, અને પચીશ બોર તણાં ધુંધાં,
કાંઇ ખેર તણાં મૂળો ઉંડાં; કો૦
તારી જ્ઞાન કોદાળી આગળ કરજે, કાપી કામ ક્રોધને પાથરજે,
પછી નિર્ભે થઇને તું ફરજે; કો૦
એવા નિર્ભે થઇને જે વળશે, તે સત્ય સાગરમાં જઈ ભળશે,
તેને પ્રેમનાથ અર્ધું હળશે; કો૦

# રાઠો.

## વર્ણન.

કોઈ સંત વીરલે જાણીયું, કોઇ હરિજન વીરલે જાણીયું,
ભાઇ એ વાતો છે ઝીણીયું. કો૦
મોટા કુવાડા કાંઇ ન કાપે, લોહુ કાપે છીણીયું; ભા૦
વેળુ માથે ખાંડ વેરાણી, વીણી લાવે કીડીયું; ભા૦
સુના ગામમાં હાથી ઝૂલે, લાભ તો લે પેલું વાણીયું; ભા૦
મોટપમાં લેવાયા જાયે, તોએ કાંકરીઉં એણીયું; ભા૦
ઝીણા થઇને સંત ચાલે, ધન્ય કમાયું તેણીયું; ભા૦
ગુરૂ પ્રતાપે ભણે રાઠો, અમરાપુરમાં રહેણીયું; ભા૦

# રણછોડ.

## અન્યોકિત.

### અંગરખું.

અંગરખું એક તારૂં રે, બનાવ્યું બહુ જુકિત કરી;
શીવનારો દરજી ડાહ્યો રે, કીધી છે મહા કારીગરી. અં૦
કારીગરી માંહિ કેવી કીધી, કહેતાં ન આવે પાર;
બારીક કામ બહુ ઝીણું કીધું, ઉપર તાણ્યા છે તાર;
ટાંકો નજરે નાવે રે, દેખોને સર્વે સુરત ધરી: અં૦
ભાત બનાવી દોરી વાળી, તેમાં બખીઆ છે બહુ સાર;
વાળ્યું વળે છે અકકડ નથી તેમાં, તુટયા નથી એકે તાર;
સારૂં શીવ્યું સંગે રે, આવ્યું છે અંગે બરાબરી: અં૦

કમરપટો કોકો ને કુહોણી, પહોંચેથી પાહાની પ્રમાણુ;
તેમાં કરોચડી કાંઇ નથી, શીવનારો ચતુરસુજાણ;
પ્રમાણુ કેવું કીધું રે, બેસતું છે બરાબરી· અં૦

અંગરખું બહુરંગી બનાવ્યું, પૂરણુ પ્રેમ પ્રકાશ;
ચોંપ દેખોને દરજીની કેવી, શીવતાં કર્યા નવ માસ;
દાસ રણુછોડને રે, પહેરાવ્યું પ્રભુ ખરાખરી: અં૦

## લાલદાસ.

### વર્ણન.

ઝુલતાંનો મેળો રે, ધણી વહેલા ધાજો રે જી;
અમને અગમ અગોચર લેહ લાગી રે. ઝુ૦
ભાઇ એક ભવસાગરમાં રે, ગુરૂવા મારા લીલમ પડ્યાં રે જી;
અમને ભવસાગરમાંથી તારી લેજો રે: ઝુ૦
મારા મહેલની નીચે રે, ગંગા જમુના નદી વહેતી રે જી;
અમે ગંગા જમુનાનાં નીર ઝીલ્યાં રે: ઝુ૦
મારા મહેલની ઉપર રે, અનહદ વાજાં વાજી રહ્યાં રે જી;
વાજાં વાજ્યાં ને અણુઘડ ઘેરાયા રે: ઝુ૦
એક અનમુખને કુવે રે, તપસ્વી તપસા કરે રે જી;
તેની ક્રિયા તણો નથી પાર રે: ઝુ૦
તપસ્વીને ખોળે રે, પવન એક પુતળી રે જી;
તેના તેજ તણો નથી પાર રે: ઝુ૦
ઇડા પિંગલા રે, સુખમણા નારીઓ રે જી;
એને ચંદા સૂરજ દોનું સાખ રે: ઝુ૦

એક રઝળતું ને રોહું રે, ગુરૂવા અમને તારી લેજો રે જી;
એવા ખેમ રવિ ને ભાણુ રેઃ જુ૦
ત્રિકમજીએ તાર્યા રે, વસમી આ ભૂમિકા રે જી;
મારી કરણી તણા છે વાંક રેઃ જુ૦
ગુરૂને પ્રતાપે રે, લાલદાસ બોલીયા રે જી;
જેણે જોયું સમાધિ મોઝાર રેઃ જુ૦

## ગવરી.

### વર્ણન.

#### કલ્યાણ.

બ્રહ્મનો ભેદ જાણે જન અનુભવી, ભેદ જાણ્યા વિના ભ્રમણા ન જાવે;
ભ્રમણા ગયા વિના કર્મ કહો કેમ ગળે, કર્મ ગયા વિના મર્મ ન પાવે. બ્ર૦
મર્મ લહ્યા વિના સંશય ન ટળે, સંશય ટળ્યા વિના સર્વ કાચું;
કથની કથે અર્થ બહુ અનુભવે, રહેણી વિના પદ કેમ પામે સાચું? બ્ર૦
સાચ સિધ્ધાંતનું રહસ્ય સમજે નહીં, ન સમજ્યે અર્થ કશું ન સરે;
અનાત્મા સુઆત્મા બુદ્ધિ જોયે, તેણે કરી વાસનાનું લિંગ ન ગળેઃ બ્ર૦
અણલિંગને અનુભવી જાણજો, તે જ તત્વદર્શી રહે જોઇ;
ગવરી આત્મા પરમાત્મા એક ભયે, દ્વૈત ભાવના છોસે કોઇઃ બ્ર૦

## હાથી.

### વર્ણન.

પ્રતીત મારી રામચરણમાં લાગી રે,
સુરતા મારી સંતચરણમાં જાગી રે,

તેણે મારી ભ્રમણા ભાગી, ગુરૂ ભે ભાગી રે જી. પ્ર૦
સંત શબ્દ જ્યારે શ્રવણે શુણ્યો, રણકાર ઉરમાં લાગી;
ત્રિવેણીના તીર જ ઉપર, મુરલી મધુરી વાગી: તે૦
ઘણા દિવસ મન કર્યું દિવાનું, ઘટડામાં જોયું ન જાણી;
અક્ષરાતિત મને પુરૂષ મળીયા, બાંહે પકડી લેહ માણી: તે૦
દયા કરી મન ડોલતું રાખ્યું, તૃષ્ણાને મેલી ત્યાગી;
સ્વામીજી આગળ શીષ નમાવ્યું ત્યારે, સુરતા શૂન્યમાં લાગી: તે૦
શબ્દ ગુરૂએ શ્રવણે શુણાવ્યો ત્યારે, અંતર પ્રેમ પ્રકાશી;
દાસ હાથીને ગુરૂ મોરાર મળીયા, મટી ગઈ જમની ફાંસી: તે૦

## ભવાન.

### અન્યોક્તિ.

### નગરી.

નગરી નવતેરીમાં રે, મારા કાવા નગરમાં રે,
ચોર ચોરી કરે નર છાનો. ન૦
પાંચ ચોર તો પ્રગટ જ વસીયા, ધન ધુતારા ખાશે;
બાવા ધન ધુતારા ખાશે;
સગલાં તારાં સાથ ન આવે, દેહને ખાતર દેશે: ન૦
પાંચ ચોર તો ચોરી કરે તેને, પકડી શકે નહીં કોય;
તત્વ હતા તેને ટાળી લીધા, બેઠો હીરલો ખોય: ન૦
માટીકા રે દેવલ બનાયા, માંહિ પત્થરકી પૂજા;
પ્રભાતે દર્શને આવ્યો, પૂજનવાલા અંધા: ન૦

આશા તૃષ્ણા સહુની સરખી, મનડાને ભર્યાં ત્યાં ભાગી;
જોદ્ધાપ્રતાપે ભણે ભવાન ભાઇ, જેસી લગની લાગી: ૧૦

## ગોપાળ.

### વર્ણન.

એવી જુગત જાણે તે મહાજોગી રે, સિધ્ધ સિધ્ધાંતના ભોગી રે.
બેઠો ચોરાશી આસન સંકેલી રે, રહ્યાં ધ્યાન ધારણા સર્વ મેલી રે.
બેઠો ઉન્મુની આસન વાળી રે, લાગી સહજ સમાધિની તાળી રે.
ફૂટયું ખબર પત્ર ફાટી ઝોળી રે, નાખી દ્યોત ઉપાધિ મેલી રે.
ચોથી તુર્યાવસ્થા મેલી વહેતી રે, જેમ ટોટીઆ સંભાળે સૂકી ખેતી રે.
જોગી શૂન્ય શિખર ચઢી બેઠો રે, ત્યાં સહજ સાયર એક દીઠો રે.
જોગી મેરે અનુભવ અજવાળે રે, જેમ ભોરીંગ મણિને ભાળે રે.
જોગી સુખે પોતે ઘેર સૂએ રે, સૂઇ જીવતો મરીને જુએ રે.
પાણીનો પરપોટો જેમ વામ્યો રે, જોગી એવે અવસ્થાને પામ્યો રે.
જોગી પામ્યો પોતાનું ઠેકાણું રે, ભાસતું અસત્ય સર્વે લોપાણું રે.
કારણ તેનું કહે શુણ ભાઇ રે, જ્યાં સકળ ઉપાધિ સમાઇ રે.
કહે કોણ રહ્યું ને શું ગયું રે, કોણ રહ્યું ને શું આ થયું રે.
કહે કોણ દેહી ને વિદેહી રે, કોણ કથા કેદિ કેહી રે.
બીજું ન મળે બોલ્યા અહવા રે, નવ ઉગ્યું અળગું કાંઇ કહેવા રે.
દાસ ગોપાળ ક્યાં લગી વખાણું રે, એવા જોગી પરબ્રહ્મ જાણું રે.

# મોહન.

## અન્યોક્તિ.

### આગગાડી.

ચાબખાની રાહ.

મૂરખો ગાડી દેખી મલકાયે, ઉમર તારી રેલ તણી પેર જાયે. મૂ૦
સંસાર રૂપી ગાડી બનાવી, રાગ દ્વેષ દોઉ પાટા;
દેહ ડબ્બા ને પળ પળ પૈડાં, ફરે વખામાં આંટા રે: મૂ૦
કર્મ ઇન્જીનમાં નખાય અગ્નિ, વિખ વારી માંહિ ભરીયું;
તૃષ્ણાનું ભુંગળું આગળ કર્યું ત્યારે, ચારે ગતિમાં ફરીયું રે: મૂ૦
પ્રેમ રૂપી આંકડા વળગાડયા, ડબ્બે ડબ્બા જોડયા ભાઇ;
પૂર્વ ભવની ખર્ચી લઇને બેઠા, બેસારૂ ચેતન માંહિ રે: મૂ૦
કોઇએ ટીકીટ લીધી નરક ત્રિઅંચની, કોઇએ મનુષ્ય દેવા;
કોઇએ ટીકીટ લીધી સિધ્ધ ગતિની, પામવા અમૃત મેવા રે: મૂ૦
ઘડી ઘડી ઘડીઆળાં વાગે એમ, રાત દિવસ વહી જાવે;
વાગે સીટી ને ચાલે છે ગાડી, માસ માસનો મેલ આવે રે: મૂ૦
આયુષ્ય રૂપી આવ્યું ઇસ્ટેશન, હંસલો હાલું હાલું થાયે;
પાપ ભરી પાકીટ લઇ જાતાં, કોટવાલ પકડી જાયે રે: મૂ૦
ઝાલે નરકમાં જમરાજા પાસે, જઇને સોંપે તત્કાળે;
આરામ કરીને આવ્યો પરોણો તેને, કુંભીપાકમાં ઘાલે રે: મૂ૦
લખ ચોરાશી જીવ યોનીમાં, જીવડો રોળ્યો વારવારે;

સદગુરૂ શિષ્ય ધર્મ આરાધો, પામીએ ભવજલ પારે રેઃ મૂ૦
સંવત ઓગણી બેતાળીશ વર્ષે, ગાઇ ગાડી ભાવ આણી;
ગોપાળ ગુરૂને પુણ્ય પસાયે, વદે મોહન શિવરાણી રેઃ મૂ૦

# પુરૂષોત્તમ.

## અન્યોક્તિ.

### આરતી.

આત્મારામની આરતી, કરૂં જ્ઞાનનો દીપ રે;
પ્રકાશ થયો ત્રણ લોકમાં, નવ ખંડ સપ્ત દ્વિપ રે. આ૦
નાભીકમળનું કોડીઉં રે, પુર્યું પ્રેમનું ઘૃત રે;
પંચ પ્રાણની બત્તી કરૂં, કપુર કલ્પના સમસ્ત રેઃ આ૦
જળહળ જ્યોત ઝળકી રહી, ગયું અજ્ઞાન અંધકાર રે;
સ્થૂળ સૂક્ષ્મ કારણ સમાઇ ગયાં, મહાકારણ કીરતાર રેઃ આ૦
આરતી કરીને લઉં ઓવારણાં, નિરખું નયનમાં નયન રે;
સચરાચર દ્રષ્ટે પડયો, નહીં બોલવાને વેણ રેઃ આ૦
નિરંતર અંતર નહીં, નિરંતર નિરાકાર રે;
પુરૂષોત્તમ પૂરી રહ્યા, આત્મારામ આધાર રેઃ આ૦

# મનોહર.

## વર્ણન.

એક અખંડિત નરહરિ રાય, તે જાણ્યા વિણ દ્વૈત જણાય. એ૦
ચક્ષુ એક રૂપ જોવાને, શ્રવણે શબ્દ શુણાય;

રસનાએ સહુ કો રસ જાણે, ઘ્રાણે ગંધ જણાય: એ૦
વાચા એક વડે સહુ બોલે, સ્પર્શ ત્વચાએ થાય;
કરથી કામ કરે સહુ કોઇ, પગથી પંથ પળાય: એ૦
ઉપસ્થથી આનંદ કરે, ત્યાગ ગુદે મળ થાય;
મનથી સહુ સંકલ્પ કરે, બુદ્ધિએ સકળ જણાય: એ૦
જ્ઞાતા જ્ઞાન જ્ઞેય વૃત્તિથી, જ્ઞાન વિષયનું થાય;
કર્તા ક્રિયા કર્મ વૃત્તિએ, લૌકિક કાર્ય કરાય: એ૦
જાગૃત સ્વપ્ન શુસુપ્તિ અવસ્થા, સહુને સમ કહેવાય;
ચૈતન્ય એક સકળ ઘટ વ્યાપક, પ્રગટ શ્રુતિ એમ ગાય: એ૦
ચારે આહાર સકળને સરખા, પાંચ કોશ કહેવાય;
અણજાણે પોતામાં જાણી, અહંકારે બંધાય: એ૦
જ્યમ જળ લહેર ચપળતા માંહિ, ચંદ્ર ચપળ દર્શાય;
ત્યમ બહુ લિંગ ભેદમાં પોતે, પણ બહુ રૂપ જણાય: એ૦
વ્યાપક રૂપ અનંત અગોચર, કોઇ થકી ન કળાય;
પુત્ર વિત્ત લોકાદિક કેરી, આશાએ અથડાય: એ૦
કર્મ કરે બહુ તે પામ્યાને, ત્યમ ત્યમ પાપ જમાય;
ધ્યાતા ધ્યાન ધ્યેય વૃત્તિએ, કોટી દેવને ધાય: એ૦
સાધે લોક ભ્રાન્તિ બહુ વાધે, ભૂવન ભૂવન ભટકાય;
તપ તીરથ વ્રત સ્નાન દાન જપ, વિધ વિધ કરે ઉપાય: એ૦
હૃદયગ્રંથીનો ભેદ ન જાણે, અવળાં ઓસડ ખાય;
આપ સજાતી વિજાતી સ્વગત રૂપે, બહુ રૂપ જણાય: એ૦
કામી ક્રોધી લોભી કોઇ, દાતા દીન જણાય;
કઈ રાગી કઇ ત્યાગી કોઈ, સુખી દુઃખી દેખાય: એ૦

કઈ પંડિત કઇ જાણ્યા જોશી, છળીઆ બળીઆ થાય;
કઇ ઘરબારી કઇ ભિખારી, કઇ નાચે કઇ ગાય: એ૦
કઈ પાખંડે પંથ ચલાવે, પ્રભુ થઇને પુજાય;
શિષ્ય તણો સંશય નવ ટાળે, ધુતીને ધન ખાય: એ૦
દેહાકૃતિને બ્રહ્મ ઠરાવે, ચૈતન્ય નવ લ્હેવાય;
અંધ અંધની પાછળ ચાલે, ઉભય કુવામાં જાય: એ૦
દૃઢ વિશ્વાસ ધરીને જે કોઇ, સદગુરૂ શર્ણે જાય;
તેના સંશય તર્ક વિપર્યય, હૃદયગ્રંથી ભેદાય: એ૦
સત્ ચિત્ત આનંદ રૂપ લહીને, નિજ પદમાં લય થાય;
મનોહર જન્મ મર્ણ ભય ભાગે, સંશય દૂર પળાય: એ૦

## જનજ્ઞાની.

### વર્ણન.

મેવાડો.

હરખ ભયો રે, હો હરિ મનમાં મળ્યા, નિશદિન નિરખતાં જાય;
અતિ સુખ સમ રે, પ્રભુ મારો પાતળો, રહ્યો હૃદયમાંહિ સમાય.
ચંચલ હુતો રે, તેને ચલ હવાં, શોધત પાયો સોઈ;
અંતર ગત રે, આનંદ ઉપન્યો, એવું સુખ અવર ના કોઇ.
સાંસો ને હુતો રે, તે સઘળો ગયો, જબ સદગુરૂ ભયે સાહાય;
અવિનાશી રે, પિયુ પાયા, અબ મેરો ચિત્ત અવર ના જાય.
હરિ તો સાગર રે, મન મારૂં માછલું, તેમાં કરે કલોલ;
જરા મર્ણ રે, ભય વ્યાપે નહીં, સદા અચળ અટલ અડોલ.

સઘળે સરખો રે, હરિ ભરી રહ્યા, ખંડિત નહીં લગાર;
કહે જનજ્ઞાની રે, મન ત્યાં મળ્યું, વીરલો બુઝે બુઝનહાર.

## ભવાનીશંકર.

### અન્યોક્તિ.

ઘર.

કાફી.

આ દેહ ગેહ સમાન, જુઓ સુમતિવાન જનો રે. આ૦
પીઠ તણા બરડાનું હાડ તે, છે આડસર બળવાન;
પાંસળીઓ ભળીયો વળીયો વળી, ભુજ પદ થંભ નિદાન: જુ૦
અસ્થિ બધાં ઈંટ પત્થર થર લઇ, કીધી વિધિ કડીએ કમાન;
માંસ રૂપી કચરે ચૂને ચણ્યું, રૂધિર જળેથી મકાન: જુ૦
કોઈ વિચિત્ર સુચામડી શામળી, રાતી ગોરેવાન;
તે રૂપી રંગે રંગેલું, ભવ્ય ભુલાવે ભાન: જુ૦
માની લો મુખ આંખ નાક ને, કોરણા કીધેલ કાન;
ઇત્યાદિક ઈંદ્રિ રૂપી છે, બારીઓ એશ નિશાન: જુ૦
આ ઘરનો દૃષ્ટા ઘરથી પર, હું આત્મા સહુ જાણ;
એક ભવાનીશંકર ભજી લો, તજી તનનું અભીમાન: જુ૦

---

સમાપ્ત.

# આત્મજ્ઞાનનાં ભજન.

## ભાગ બીજો.

(હિંદી.)

સંગ્રહ કર્તા,

ઓશીંગણ.

---

છપાવી પ્રસિદ્ધ કરનાર,

ધી ઇન્ડીઆ પબ્લીશીંગ કંપની લીમીટેડ,

કાવસજી પટેલ સ્ટ્રીટ નં. ૫, કોટ, મુંબાઇ.

---

પ્રથમ આવૃત્તિ—પ્રત ૨૦૦૦.



સન ૧૯૦૯.

# વિનતિ.

આ બીજા ભાગમાં ૮૭) ભજન છે. ગુજરાતી તથા હિંદી ભજનોનું જૂદું જૂદું પુસ્તક કરવાનો હેતુ નીચે પ્રમાણે છે.

થિયોસોફીકલ સોસાયટી ઇશ્વરને ઓળખવાના અભ્યાસને વાસ્તે સ્થપાઇ છે. યોગ માર્ગ એ એ અભ્યાસમાં મુખ્ય છે. એ સોસાયટીમાં કાવ્ય તથા સંગીતનુ સાહિત્ય નથી, ભાષણ તથા ગદ્ય એ બે જ બાબત આજ સુધી ચાલેછે. અંગ્રેજીમાં એમ છે, ને તેને અનુસરીને દેશી ભાષાઓમાં પણ એમ થાય છે. પણ દેશી ભાષાઓમાં તો એ અર્થનું સાહિત્ય તૈયાર છે, નવું બનાવવું પડે એમ નથી. તેમાંનાં પદ જૂદી જૂદી ભાષા બોલનારને નિરૂપયોગી છે, અર્થાત આખા હિંદુસ્થાનથી તે વાપરી શકાય એમ નથી, એ ખરૂં, પણ સહુને ઉપયોગી એવાં હિંદી પદ પણ તેમાં છે.

એમ છે, તો હિંદુસ્થાનમાં જ્યાં જ્યાં થિયોસોફીની શાખા હોય, ત્યાં ત્યાં તે ભાષા બોલનારા લોક પોતાના પ્રાંતમાં વપરાતાં આ ધોરણનાં હિંદી પદનો સંગ્રહ કરી પુસ્તકના આ ભાગની પેઠે છૂટો છપાવે, તો તેવા સહુ સંગ્રહ એકઠા કરતાં કાવ્ય તથા સંગીતનું વિશાળ સાહિત્ય પેદા કરી શકાય; ને તેમાં ભાષા તથા પદ શુદ્ધિ કર્યા પછી, તેની ટીકા તથા સારીગમ થતાં, હિંદુસ્થાન ખાતેની, થિયોસોફી લિપેની એક બહુ જ ભારે ખોટ સરસ રીતે પૂરી પડે.

**ઓશીંગણ,**

# અનુક્રમણિકા.

# કબીર.

## અન્યોક્તિ.

### ચાદર.

ઝીંઝોટી.

રામ રંગ સે મેરી ચાદર બીની. રા૦
અષ્ટ કમલ પર ચરખા ચાલે,
પાંચ તત્વ ગુણ તીની; રા૦
ખટ તીન માસ જાકો વણતાં લાગે,
મૂરખ મેલી કીની; રા૦
ધ્રુવને ઓઢી પ્રહલાદને ઓઢી,
શુકદેવ નિર્મલ કીની; રા૦
સુરનર મુનીજન ઓઢ ન જાને,
ટુકડા ટુકડા કીની; રા૦
ઓઢ ન જાને શંખ મદ માતા,
દિન દશ માગી લીની; રા૦
દાસ કબીર જુગત સે ઓઢી,
જ્યોંકી ત્યોં ધર દીની; રા૦

### અમરજડી.

હમારે ગુરૂ આપી અમરજડી. હ૦
જડ હમારી અજર અમર હે, અમર બુંદ સે ભરી;
ના વો જરે ના જલમેં ડૂબે, નિશદિન રહત હરી: હ૦
આ બંગલામેં દશ દરવાજા, તા બિચ ગુપ્ત ધરી;

પાંચ નાગ પચીશ નાગની, સુંઘત તુરત મરીઃ ઘ૦
ડાકણુ એક સકલ જગ ખાતી, જડીસે જાતી ડરી;
કહે કબીરા સુણો મેરે સંતા, વીરલાકું સમજ પડીઃ ઘ૦

## કચેરી.

બર્ણું મેં સંતસમાજ, જીનકી જ્ઞાન કચેરી. બ૦
સંતોષ તખ્ત પર મન રાજા, વિવેક વડા દરવાની;
ઝગમગ જ્યોત છત્ર બિરાજે, મુક્તિ ભરત જાંહાં પાનીઃ જી૦
લોભ મોહકો શહર ઉજાડો, માયાંકો મુંડ મુંડાઓ;
કામ ક્રોધકું ગર્દન મારો, એસા અદલ ચલાઓઃ જી૦
પાંચ માર પચીશ વશ કર લો, સાચા હી ડેરાયા;
ઇડા પિંગલા કરત ચાકરી, ગગનમંડલ મઠ છાયાઃ જી૦
ત્રિગુણ સમ ત્રિવેણી સંગમ, અગમ એક સ્થાના;
આશા તૃષ્ણા જે કોઇ મારે, સો હી કરત સ્નાનાઃ જી૦
કહત કબીરા સુણ ભાઈ સાધુ, યે પદ હે નિર્બાની;
યે પદકા કોઇ અર્થ વિચારે, પ્હોંચે અગમ સ્થાનીઃ જી૦

## ચરખો.

સુન ચરખેવાલી, તેરા ચરખા બોલે,
રામ નામ નિત તુહિ રામ તુહિ રામ તુહિ. સુ૦
જલ જાયો થલ નિપન્યો, વનમેં કીનો વાસ;
એક અચંબા એસા દેખા, બેટી જન્મ્યા બાપ રેઃ સુ૦
બેટી પૂછે બાપને, અણુજાયો વર લાવ;
અણુજાયો વર નહીં મળે તો, તારે મારે ઘરવાસ રેઃ સુ૦
રૂ પીંજાવન મેં ગઇ તે, સુન પીંજારા બાત;

ચરખો પીંજારાને ચરી ગયો તો, સદગુરૂ રૂઠડા જાત રે: સુ૦
ચરખો મેરો રંગ રંગીલો, પુણી લાલ ગુલાલ;
કાંતનવાલી છેલ છબીલી, જ્ઞાન ત્રાગ ગુણ સાર રે: સુ૦
માતા મરજો પિતા રે મરજો, મરજો ઘરભરથાર;
એક ન મરજો સુથારીડો મારો, ચરખાનો ઘડનાર રે: સુ૦
ચરખો મેરો શિરધણી, ચરખો છોડ્યો નવ જાય;
દાસ કબીર ચરખો ફેરે તો, આવાગમન મિટ જાય રે: સુ૦

## દરીઆકી લહેર.

સુનો મેરે સાધુ, દેખો દરીઆકી લહેરી;
સદગુરૂ શબ્દમેં હેરી. મે૦
ઉલટાં વહાણ ગગન જઇ લાગે, જહાં હે એક દહેરી;
યે દહેરીમેં અલક બિરાજે, લલપત લાગી તેરી: મે૦
યે દહેરીમેં અષ્ટ કુલ પર્વત, નવ સો નદીઆં ઘેરી;
આસપાસ રત્નાકર સાગર, બિચમેં મીઠી વેડી: મે૦
યે દહેરીમેં વાજાં વાજે, વાજે આઠ પહોરી;
તાલ પખાજ મૃદંગ વાજે, વાજે બંસી ભેરી: મે૦
બિના મૂલ એક તરૂવર રચીયા, પત્રો નાખે ફેડી;
રૂપ નહીં વાકું છાયા બી નહીં, ફલ લાગે ચોફેરી: મે૦
અગમ અગોચર નરદેહ પાયા, નહીં જાવા દેઉં ફેરી;
કહતે કબીરા સુન મેરે સાધુ, નિર્ગુણ માલા ફેરી: મે૦

## એરણ.

એરણ અજબ બનાયા, સદગુરૂ એરણ અજબ બનાયા;
નજર જોઇ જોઇ નકશો બનાવે, શોધો ભીતર પાયા. સ૦

એરણુ કો અગ્નિસે ઘડા હે, ઘડા પાંચ લગાયા;
ઉલટ સુલટ ટોન લગા તો, ઉલટા પવન ચલાયા: સ૦
હરખ હથોડી સુરત સાણુસી, આક લાંબા કડી લાયા;
કર્મ કાષ્ટ માંહિ કોયલા મૂકયા, મન લુહા કુટવાયા: સ૦
લુહારી ઘડનેકુ બેઠા, જ્ઞાન કુવાડા બનાયા;
ચેતન કુંડીમેં પ્રેમજલ ભરીયા. ઉનમેં કાલ બુઝાયા: સ૦
જ્ઞાન ગોષ્ટી ગોદમેં લીયા, મનવાને મેગ લગાયા;
કહે કબીરા સુન ભાઈ સાધુ, લુહારે લુહા કુટવાયા: સ૦

## હથીઆર.

સમજી બાંધો હથીઆર, રે જ્ઞાનીને ઘોડે. સ૦
સંતો ભાઇ રે શીલ સંતોષકે બખતર પહેરો,
ધીરજ બાંધો ઢાલ, એરી એરી રામા,
ધીરજ બાંધો ઢાલ; રે૦
શૂરા હોય વો તો સન્મુખ લડશે, ગાફેલ ખાશે માર; રે૦
શોર પડે ત્યાં તો સહુ લોક આવે, ઉભા ઝાંપલીઆની બહાર; રે૦
ભકિતનો મારગ બહોત કઠીન હે, ચઢવું ખાંડા કેરી ધાર; રે૦
કહત કબીરા સુનો મેરે સાધુ, યે પદ હે નિર્વાણ; રે૦

## ઠગની.

ઠગની કયા નયના ચમકાવે, તેરે હાથમેં કબીરા નાવે. ઠ૦
ચૂઆ આશક ભેંસ પદ્મિની, મેંડક તાલ બજાવે;
પહેર ચોરણા ગદ્ધા નાચે, ઊંટ વિષ્ણુ ગુણ ગાવે: ઠ૦
મૂલ કાટ મૃદંગ બનાયા, લીંબુ કાટ મંજીરા;
પાંચ પુતલીઆં મંગલ ગાવે, નાચત બાલમ જીરા: ઠ૦

રૂપા પહરકે રૂપ દિખાવે, સોના પહર રીઝાવે;
ગલે પહર તુલસીકી માલા, તીન લોક બિરમાવે: ઠ૦
ઝાડ ચઢી મચ્છલી ફૂલ તોડે, બગલા ભોગ લગાવે;
કહત કબીરા સુનો મેરે સાધુ, સંત ઝૌહરી ભેદ પાવે: ઠ૦

## દરજી.

ઉસ દરજીકા મર્મ ન પાયા,
જીને યે ચોલા અજબ બનાયા. ઉ૦
પાનીકી સોય પવનકા ધાગા, સીતે નવ માસ લાગા; ઉ૦
પાંચ તત્વકી યે તન ગોદરી, ચંદ્ર સૂર્યકા થીગલા લગાયા; ઉ૦
જતન જતન કરી મટુકી બનાઇ, બિચમેં હીરા લાલ લગાઇ; ઉ૦
કહે કબીર સો હી જન મેરા, નિર્ગુણકા જો કરે નિવેડા; ઉ૦

## બંગલા.

બંગલા ખૂબ બના મહારાજ, જામેં નારાયણ બોલે. બં૦
ઇસ બંગલેમેં દશ દરવાજા, બિચ પવનકા થંભા;
આવત જાવત કોઇ ન દેખે, યેહી બડા અચંબા: બં૦
ઇસિ બંગલમેં બાજાં બાજે, બાજે સાંજ સવેરી;
તાલ પખાજ ઓર મૃદંગ બાજે, બંસીકી ધુન ફેરી: બં૦
હાડ ચામકી દેહ બનાઇ, તામેં નાડીકા કોટ;
બાજીગરને ખેલ મચાયા, રંગ ખૂબ ચઢાયા: બં૦
પાંચ પચીશ પાતર નાચે, મનવા તાલ બજાવે;
સુરત નુરતકી મૃદંગ બાજે, રાગ છત્રીશ ગાવે: બં૦
રોમરોમકી છોઇ બનાઇ, ત્રણ ગુણકા ગાલા;
કહે કબીર સુનો ભાઇ સાધુ, ચેતન સુનનેવાલા: બં૦

## અવળવાણી.

મગનસે જાય ચલી, તેરા રોકણવાલા કોન ? મ૦
પ્રથમ પહેલા આપ જન્મીયા, પીછે બડા જો ભાઇ;
ધુમધામસે બાવા જન્મ્યા, પીછે જન્મી મેરી માઇઃ મ૦
પ્રથમ પહેલા દૂધ જમાયા, પીછે ગૌઆ દોહી;
વાછરૂ ગાયના પેટમાં ને, માખણ હાટે વેચાઇઃ મ૦
હંડાં હતાં તબ બોલતાં ને, બચ્ચાં બોલત નાંહિ;
ખટદર્શન ખલતામેં પાયા, ગુરૂ વિના ગમ નાંહિ; મ૦
પ્રભુજી આવ્યા પરોણલા ને, ખાંડો સુતર સાહી;
ખાંડનારી પોઢી પારણીએ, સાંબેલું ખેર ભરાઇઃ મ૦
હળ પડયા છે ડુંગરે ને, ખેતર સમુદ્ર બેટ;
હળ ખેડુત હવે જન્મશે, ગૌઆ ગાયકે પેટઃ મ૦
કીડીબાઇ ચાલી સાસરે ને, નવ મણ કાજલ સાર;
હાથી લીધા હાથમાં ને, ઉંટ બગલ મોઝારઃ મ૦
કેવળ ભજન તો કંચન હે, કંચન હે હી કથીર;
રામાનંદકા બાલકા તે, બોલે દાસ કબીરઃ મ૦

---

વાહ વાહ સાહેબજી, કયા કયા ખ્યાલ તુમારા જી ! વા૦
ગગન લેકર બાજ ઉડાવે, કોઆ તીર ચલાવે;
જબ બકરીને બાઘ પછાડા, ઉસકું કોન છોડાવે ? વા૦
જબ ચૂએને બિલ્લી પકડી, મુરઘી ઘર ઘર રોવે;
અંદરકે વાંહાં ધૂમ મચીહે, ઉંટ વિષ્ણુપદ ગાવેઃ વા૦
ગુંગા બહેરા બાત ચલાવે, અંધા કુરાન વાંચે;

જબ કુંહેને મૃદંગ બજાયા, લંગડા ક્યા ખૂબ નાચે! વા૦
કહત કબીર યે ઉલટી બાની, વીરલા કોઇક જાણે;
જો ગુરૂકા પૂરા હોવેગા, સો હી બાત પિછાને: વા૦

---

જીયા જીવ ન માર મૂઆ મત લાવે,
સાખ બિના ઘર મત આવે રે. જી૦
વો હી પાર એક બેલ વૃક્ષવા, ઉસકું પત્ર નહીં હે રે રામા;
વો હી પત્રકું મૃગ ચરત હે, મૃગકું શીષ નહીં હે રે રામા: જી૦
ઉર બિન ખુર બિન ચર્ણ ચાંચ બિન, બિન મુખ હંસા કેસા રે?
વો હી હંસાકું માર લે આવે, જીવ નહીં ઉસકું વેસા હે રે: જી૦
ધનુષ્ય બાણ લે મિલા પારાધી, ધનુષ્યકું પણછ નહીં મોરે રામા;
વોહી પણછ સે માર્યો મૃગકું, મૃગકું ઘાવ નહીં મોરે રામા: જી૦
કહત કબીર શુણો ભાઇ સંતો, પદ હે નિર્વાણી રે રામા;
યહી પદકો કોઇ અર્થ લગાવે, સો હી ગુરૂ હમ ચેલા રે રામા: જી૦

---

અવિગતકી ગત ન્યારી, સંતો અવિગતકી ગત ન્યારી;
રંકનિવાજ હોત રાજેશ્વર, ભૂપત હોત ભિખારી. સં૦
એરંડ બાસ હોત મિલિયાગર, ચહુદિશ ઉડત સુબાસા;
ગુંગા જ્ઞાનની બાત પ્રકાશે, અંધા દેખે તમાશા: સં૦
કદલીકું કેરી ફૂલ લાગે, બાવલ ચંદન બ્હેકે;
મચ્છ શિકાર ખેલે જંગલમેં, સસા સમુદ્ર ઝીલે: સં૦
પંગા મેરૂ સુમેરૂ ઓળંગે, બહેરા શુણે કાન;
ટુંઠા તાલ મૃદંગ બજાવે, અજબ ખેલ નિદાન; સં૦

સ્વર્ગકા લોક તાલી બજાવે, શેષ મહર્ષી નાચે;
કહે કબીર કર્તાકી લીલા, જો જો કરે સો હી સાજે: સં૦

---

અબધુ એસો જ્ઞાન વિચારી,
વામેં કોન પુરૂષ કોન નારી? અ૦
બ્રાહ્મણકે ઘર નાહાતી ધોતી, જોગીકે ઘર ચેલી;
કલમા પઢકર હુઈ તરકડી, આપે આપ એકેલી: અ૦
એકલસંગી વનમેં લૂટયા, લૂટયા સહસ્ર અઠયાશી;
જોગી લૂટયા જોગેશ્વર લુટયા, રૈયત કોન બિચારી? અ૦
નહીં મેં પરણી નહીં કુંવારી, પુત્ર જણ્યુ જણ્યુ હારી;
કાલી મુંડીકા કોઇ ન છોડયા, હજુએ બાલકુંવારી: અ૦
સસરો હમારો બાળો ભોળો, સાસુ બાલકુંવારી;
પરણ્યો હમારો પારણે ઝૂલે, મેં ઝુલાનેહારી: અ૦
બ્રહ્મા વિષ્ણુ શંકર દેવા, યે તીનુકા મેં જાઈ;
યે તીનુકી ઘર ધણીઆણી, તીનુકી ગોદ ખેલાઇ: અ૦
નહીં જાઉં સાવરીએ નહીં જાઊં પીઅરીએ, સ્વામીકી સેજ સમાઇ;
કહત કબીરા સુનો મેરે સાધુ, જ્યોતમેં જ્યોત મિલાઇ: અ૦

---

અબધુ સો જોગી ગુરૂ મેરા,
યહી પદકા તુમ કરો નિવેડા. અ૦
ચંદા બી નહીં ને સૂરજ બી નહીં, નહીં મૂલ ને માયા;
રજો બીજ વાકું કછુ હે નહીં, જીવ કાંહાંસે આયા? અ૦
બિના મૂલ એક વૃક્ષ જ દેખ્યા, બિના ફુલ ફળ લાગે;

